૪૧૫૦

# गूजराती पांचमी पडीना अर्थ.

:०※०:

કવિતાની સમજુતી, વ્યાકરણ તથા હિંદુસ્તાનના ઇતિહાસના
મુસલમાની વખત સુધીનું સંક્ષિપ્ત વર્ણન સહિત.

બનાવનાર

## ફકીરભાઈ કાસીદાસ.

સુરતની નામદાર સર જમસેદજી જીજીભાઈવાળી નંબર
૧ લાની છોકરાની નિશાળના વડા માજી માસ્તર

તેના છોકરા નગીનદાસ ફકીરભાઈ કાસીદા-
સની પાસી છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ડાહ્યાભાઈ જગજીવનદાસ.**

(સન ૧૮૬૭ ના ૨૫ માં આક્ટ પ્રમાણે નોંધાવી છે.)

**આવૃત્તિ સોળમી.**



કીંમત ૫ આના.

મુંબઈ.
શ્રી ઍજ્યુકેશન-સોસાઇટીઝ પ્રીંટીંગ પ્રેસ.

૧૮૮૫.

# ગૂજરાતી પાંચમી ચોપડીના અર્થ.

આ ચોપડીમાં છોકરાઓને વ્યાકરણનું જ્ઞાન સારી પેઠે થાય તેને માટે પાઠમાં આવેલો દરએક શબ્દ વ્યાકરણમાં કયા વર્ગનો ગણાય છે તે શબ્દની સાથે લખી જણાવ્યું છે, અને તેની સમજવાની નિશાની ટુંકામાં નીચે મુજબ કરી છે તે પ્રમાણે વાંચીને સમજવું.

| | | |
|---|---|---|
| (ના) નામ. | ( વિ ) વિશેષણ. | (અ) અવ્યય. |
| ( સ ) સર્વનામ. | ( ક્રિ ) ક્રિયાપદ. | ( કૃ ) કૃદંત. |

**પાઠ ૧લો.**

ખરૂં ( વિ ) સાચું.
છાતી ( ના ) હિમ્મત.
તોબરો ( ના ) હોબરો.
દફતર ( ના ) જોસ્તાન. ( પાકીટમાં ચોપડીઓ વગેરે ઘાલેલું તે )
બડબડતો ( કૃ ) બકતો.
મિજાજ ( ના ) તોર.
છેડતી ( કૃ ) અડકતી.
ચૂપ ( વિ ) મુગા.
ગુસ્સો ( ના ) રીસ.
બનતું (કૃ) હળી મળીને રેહેવાતું.
હિસાબ ( ના ) દાખલા.
સ્લેટ (ના) પથ્થર પાટી.
વાજબી (વિ) બરાબર.
ગેરવાજબી (વિ) ખોટું.
સમજણ (ના) અક્કલ.
કારણ (ના) સબબ.
જવાબ (ના) ઉત્તર.

**પાઠ ૨જો.**

વાળુ (ના) રાતનું ભોજન.
રોષ (ના) ગુસ્સો.
ઉતર્યો (ક્રિ) નરમ પડયો.
મીઠા (વિ) નરમાસ ભરેલા.
વચન (ના) શબ્દ.
લેહ (ના) ધ્યાન.
વખતસર (અ) બરાબર વખતે.
ખોટું (વિ) ખરાબ.
છેતર્યા (ક્રિ) ઉડાવ્યા.
ભુંડું (વિ) માઠું.
પાડ (ના) ઉપકાર.
વાંક (ના) તકસીર.
અટકાવ્યો (ક્રિ) ખાળ્યો.
વર્ગ (ના) કલાસ.
પક્કી ( વિ) ખરેખરી.
ખાતરી (ના) પતીજ.
પરીક્ષા (ના) તપાસ.
ઠરાવ્યું (ક્રિ) નક્કી કીધું.
મદદ (ના) સહાય.
માઠું (વિ) ખરાબ.
ભૂલ (ના) ચૂક.
ભલા (વિ) સારા.
હમેશા (અ) રોજ.

**પાઠ ૩જો.**

યત્ન (ના) મેહેનત.
સુધારો (ના) સારી હ-

લતમાં આવવું તે.
હાંસી (ના) મજાક.
દૂર્ગુણ (ના) નઠારાઆચ-
રણ, ખરાબ ગુણ.
ચાલ (ના) રીતભાત.
ગમતી (કૃ)પસંદ પડતી.
જલદી (અ) તરત.
ફાયદો (ના) નફો.
ફુટી (ના) રજા.
ફેડે (અ) પછી.
ડાહ્યો (વિ) શાણો.
દુનિયા (ના) પૃથ્વી.
ભોળો (વિ) કપટી નહીં
તે.
મશ્કરી (ના) મજાક.
ખીજવતાં (ક્રિ) ચીડવ
તાં.
વહાલો (વિ) પ્યારો.
ગુણ (ના) ફાયદો.
કદાપિ (અ) કદાચ.
આખરે (અ) છેલ્લે.
ચાહે (ક્રિ) પસંદ કરે.
કંકાસ (ના) કજીઓ.
ટેવ (ના) આદત, ખો.

**પાઠ ૪ થો.**

પક્ષી (ના) પાંખવાળા
પશુ.
પશુ (ના) ચોપગાં જાન.
વર.

વાળ (ના) બાલ.
રૂવાં (ના) ઝીણા ઝીણા
બાલ.
બરડો (ના) પીઠ.
કરોડ (ના) બરડાની વ-
ચમાંનું હાડકું.
પ્રાણ (ના) જીવ.
અવતરે (ક્રિ) જન્મે.
સેવે (ક્રિ) હુંફાળા રાખે.
ગર (ના) માવો.
પોલાં (વિ) પોકલ.
શ્વાસ (ના) દમ.
છિદ્રો (ના) કાણાં.
ફેર (ના) તફાવત.
અણીઆળી (વિ) અ-
ણીવાળી.
કઠણ (વિ) મજબૂત.
ગીધ (ના) લોહી માંસ
ખાનારૂં મોટું પક્ષી.
લક્કડખોદ (ના) એક જાત-
તનું પક્ષી.
સંધાઇ (કૃ) જોડાઈ.
મથાળે (ના)ઉપલા ભાગ
ઉપર.
ચિત્ર (ના)નમુનો, છબી.

**પાઠ ૫ મો.**

સિંધવ (ના) એક જાત-
નો ખાર.
ડાળચી (ના) ચામડાનો
કે ધાતુનો મોટો ડોળ
ઝુંમર (ના) કાચના પ્યા-
લાનું ઝાડ.
અછત(ના) તાણ, ખોટ.
ઉત્પન્ન (વિ) પેદા.
સુરંગ (ના) પથ્થરમાં
લાંબા ખાડા ખોદી
માંહે દારૂ ભરી ફો-
ડેછે તે.
ચોસલાં (ના) ચોડા ક-
કડા.
છુટાં (વિ) જૂદાં,નોખાં.
ઠેકાણે (અ) બદલે.
ઓગાળીને (કૃ) રસ ક-
રીને.
મૂર્તિઓ (ના) નાનાં પૂ-
તળા.
ઉપયોગી (વિ) કામની.
ઉપકાર (ના) પાડ.
ફિક્કું (વિ) તુરૂં, બે-
સ્વાદ.
અથાણાં (ના) આથણાં.
દુર્બળ (વિ) ખરાબ.

**પાઠ ૬ ઠ્ઠો.**

ટીશીઓ (ના) અણીવા-
ળા ફણગા.
પાનખર ( ના ) ઝાડનાં
પાતરાં ખરી જાય
તે મોસમ.

ઋતુ (ના) મોસમ, રત.
પાંદડાં (ના) પાતરાં.
તપાશ (ના) તજવીજ.
કુંપળ (ના) ફણગો.
ત્યારકેડે (અ) ત્યારપછી.
ચાકુ (ના) ચપ્પુ, છરી.
ભાગ (ના) કકડા.

**પાઠ ૭ મો.**

હુંફાળી (વિ) ગરમ.
ચોંટી (કૃ) વળગી.
ટાઢ (ના) ઠંડ.
જાળવે (ક્રિ) સાચવે.
હુંફ (ના) ગરમી.
ધાબળી (ના) ઊનનું લૂગડું.
અસલ (અ) આગળ.
ઓળખે (ક્રિ) જાણે.
આકાર (ના) ઘાટ.
સુંદર (વિ) સારાં.
કરમાઇને (કૃ) ચીમળાઇને.
જગત્કર્ત્તા (ના) જગતનો બનાવનાર ઇશ્વિર.

**પાઠ ૮ મો.**

સૂરત (ના) ગૂજરાતમાં તાપી નદી ઊપર મોટું શેહેર છે.
સબબ (ના) કારણ.
લાતી(ના)વખાર, કોઠી.
માજી (વિ) આગલો, આગળ થઇ ગયલો.
મુખ (ના) મોહું.
મૈલ (ના) પોણો ગાઊ.
અંતરે (અ) છેટે.
પહેલાં (અ) આગળ.
નામીચું (વિ) પંકાયલું.
વેપાર (ના) રોજગાર.
આફતો (ના) અડચણો.
હાલત (ના) સ્થિતિ.
સરખી (વિ) જેવી.
મથક(ના)મુખ્ય ઠેકાણું.
નબળો (વિ) લુલો.
કોટવાલ (ના) મોટો ફોજદાર.
બહાદુર (વિ) જોરાવર.
સરકાર (ના) હાકેમ.
રજા (ના) પરવાનગી.
અડચણો (ના) હરકતો.
મટાડવાને (કૃ) દૂર કરવાને.
કિલ્લો (ના) સરકારી લશ્કર વગેરે રાખવાને મુકામ.
આસપાસ(અ) ચોતરફ.
ખાઇ (ના) ઊંડી ખાડી.
ઉપાડી (કૃ) ઊંચકી.
કલેકટર (ના) જીલ્લાની જમાબંધી તપાસીને એકઠી કરનાર.
માજિસ્ત્રેટ (ના) ફોજદારી કામ કરનાર અધિકારી.
આસિસ્ટંટો (ના) મદદગારો.
કામદારો (ના) કામનાં કરનારા.
કચેરી (ના) દરબાર.
કોઠી(ના)લાતી, વખાર.
વલંદા (ના) ડચ લોકો.
બંદર (ના) નદી કે દરીઆ કાંઠે આવેલુ શેહેર.
વલંદાવાડ (ના) ડચ લોકો રેહે તે શેરી.
ફિરંગી (ના) પોરટુગાલ દેશના લોકો.

**પાઠ ૯ મો.**

અમલદાર (ના) હકુમત કરનાર.
દરિયામહેલ (ના) મેહેલનું નામ છે.
રેલવે (ના) લોઢાની સડકનો બાંધેલો રસ્તો.
યૂરોપીઅન (ના) અંગ્રેજ; યુરોપના રેહેવાસી.
ડક્કો (ના) માલ ઉતારવા

ચહડાવવા સારૂ બાંધેલો ઘાટ.
ફુરજો (ના) માંડવી, વાહાણમાં આવતા માલ વગેરેપર જકાત લેવાનું ઠેકાણું.
મુગલાઇ (વિ) મોગલ લોકોની.
ઇમારતો (ના) સારી ઉંચી બાંધણીનાં મકાનો
મુખ્ય (વિ) મોટું.
મરામત (ના) સમારવું.
દેખાવ (ના) શોભા.
શરિયામ (વિ) ધોરી.
સીધા (વિ) પાધરા.
મ્યુનિસિપાલ (વિ)શેહેર સુધારવાનું ખાતું.
ખાતું (ના) કારખાનું, કમિટી.
સ્ટેશન(ના)આગ ગાડી એ ચઢવાનું કે ત્યાંથી ઉતારવાનું ઠેકાણું
સડક (ના) બાંધેલો સીદ્ધો રસ્તો.
ખરેખર (અ) ખચિત.
વખાણવા (કૃ) તારીફ કરવા.
લાયક (વિ) ઘટારત.
મકાન (ના) ઘર, મુકામ
ઉંચ(વિ)ઉંચી જાત(વાણીઆ બ્રાહ્મણ).
વર્ણ (ના) જાત.
વહોરા (ના) હોરા લોક.
સરસ (વિ) સારા.
લક્કડ (ના) લાકડા.
દેશાવર (ના) પરદેશ.
કમી (વિ) ઓછું.
નિરૂપયોગી(વિ)નકામો.
બારકસો (ના) મોટા વાહાણો.
આગગાડી (ના) દેવતાને પાણીના જોરથી ચાલતી ગાડી.
વાસો (ના) મુકામ.
રેશમ (ના) હીર.
ભારે (વિ) કિમતી.
મૂલ (ના) કિમત.
મારફત (અ) હસ્તક.

**પાઠ ૧૦ મો.**

અખો(ના)એક સોની કરીને મોટો કવિ થઈગયો.
છપ્પા (ના) છ લીટીની કવિતા.
સ્વપ્ન (ના) ઊંઘમાં આવતો ખોટો વિચાર.
માયા (ના) હેત.
રિધસિધ (ના) સઘળી વસ્તુ; (પૈસા વગેરેથી મનની ઇચ્છા પૂરી થાયછે તે.)
માલવું (ક્રિ) સુખે ફરવું.
પાત્ર (વિ) લાયક.
કૂખ(ના)પેટની બાજુની જગ્યા.
પલક (ના) પલ, લેહેજો.
વના (ના) સાએલા.
મદિરા (ના) દારૂ.
નિરધાર (અ) નક્કી.
શીટીજવું (ક્રિ) જતા રેહેવું.
ફના (વિ) નાશ.
રંક (વિ) ગરીબ.
મિથ્યા (વિ) ફોકટ.
મહિમા (ના) લીલા.
મર્કટ (ના) વાંદરો.
અહાર (ના) ભક્ષ.
આળસ (ના) સુસ્ત.
રસ (ના) ચરસ, મજા.
અધિકું (વિ) વધારે.
અંગે (ના) શરીરે.
અકલે (ના) બુદ્ધિએ.
હીણો (વિ) નબળો.
કારજ (ના) કામ.
સરે (ક્રિ) થાય.
જન (ના) માણસ.

વશ (વિ) આધીન.
ભક્ષ (ના) શિકાર.
ઠાલાં (વિ) ખાલી.
ભણતર (ના) ભણવાનું.
સુખીઆં (વિ) સુખી આરાં.
દુખિઆં (વિ) દુખીઆરાં.
દીસે (ક્રિ) જણાય.
ધન (ના) પેસો.

તન (ના) શરીર.
લજ્જા (ના) આબરૂ, શરમ.
રાય (ના) રાજા.
ધણી (ના) માલિક.
ફજેત (વિ) બેહુરમત.
ઓછું પાત્ર (વિ) હલકુ માણસ.
અદકું (વિ) વધારે.

વઢકણી (વિ) લડકણી.
મારકણો (વિ) મસ્તાનો.
સાંઢ (ના) ગોધો.
ચોમાસું (ના) વરસાદની મોસમ.
કરડકણો (વિ) કરડી ખાનારો.
હડકવા (ના) હડકાયું.
બીએ=ડરે.

# ( કવિતાની સમજુતી ). ( ૧ ).

**એક અફીણ** ને બીજી **સુસ્તી** એ બેમાં એવો ચરસ છે, કે જેમ જેમ માણસના ખપમાં તે વધારે આવેછે તેમ તેમ શરીરે ને બુદ્ધિએ તે નબળો થતો જાયછે; માટે જો એ બંને વાના તે છોડી દે તો તેનું કામ થાય, નહીં તો **અખો** ભગત ( સ્વામી ) કહેછે કે કોઇ દિવસ એથી તેના જાનને નુકસાન પોહોંચે છે. ( ૧ ).

જેમ કોઇ માણસ ઊંઘી ગયો, તે સ્વપ્નામાં વશ થઇને એમ જાણે કે હું બહુ ખાઉંછું; પણ ખાય શું, ખાય ખાયને પેટમાં ભૂખ ને ઠૂખ તો ખાલીની ખાલીજ રહે, એમજ **અખો સ્વામી** નક્કી કહે છે કે ભણીને તેને ઉપયોગમા નહિ લાવવું અથવા સમજ વગરનું ભણવું તેવુંજ નકામુંછે. ( ૨ ). આ પૃથ્વીપર સુખીઆરાં દુખીઆરાં ઘણાં માલમ પડે છે; પણ જોશો તો તે બધા માયામાંજ લપટાયલા છે; હવે સુખી હોય તે જરા વારમાં દુખી થઇ જાયછે, અને માયાપુંજી ઇજત આગરૂ જતી રહેછે; તેમ જે ગરીબ હોય છે તે પૈસાદાર બને છે. તેથી **અખો સ્વામી** કહેછે કે એ બધી માયાનીજ લીલા સમજવી. ( ૩ ).

પલક વારમાં પૈસો ટકો (જે જોઇએ તે) આવી મળેછે, ને જીવ જાણેકે એ બધાનો માલીક હુંજ છું (હું ભોગવીશ) જેમ ચરથોડામાં ઘણા સાએલા મળેછે, તે જરા વારમાં સૌ સૌને ઠેકાણે થઈ જાયછે; ખાતાં જેમ ખાંડ અને ચાલતાં રેત ફજેત કરેછે તે માફક માયા પણ ફજેત કરેછે એમ **અખો** ભગત કહેછે. (ખાંડ બહુ ખાધી હોય તો તેથી લોહી બગડીને ગરમી ફૂટેછે) અને રેતાળ જમીન ઉપર ચાલવાથી એટલો થાક લાગેછે કે અધવચ બેસી જવું પડેછે. (૪).

હલકું માણસ તે વધારે ભણ્યો, ને લડકણી બઇરીને છોકરો અવતર્યો; મસ્તાનો ગોધો ને ચોમાસામાં નફકરો ફર્યો (લીલું ઘાસ ખાઇને મતવાલો બન્યો); ને કરડકણા કૂતરાને હડખાયું લાગ્યું તેમજ વાંદરો એ જયારે દારૂ પીએ, ત્યારે **અખો સ્વામી** કહેછે કે એ પાંચોથી નહીં બીહીતાં હોય તો બમણા બીએ (૫).

**પાઠ ૧૧ મો.**

મગર (ના) નદી કે દરીઆમાં રેહેનારૂં મોટું જાનવર.
અદભુત (વિ) અજાએબ.
તાપ (ના) ગરમી.
ગરોળી (ના) ઘીલોડી.
ચેંત (ના) બીસ્લસ.
ભીંગડાં (ના) જાડા પડ.
ફાડ (ના) ચીરો.
તીખા (વિ) અણીવાળા.
મગરી (ના) મગરની માદા.
સેવાય (ક્રિ) હુંફાળાથાય.
મિસર (ના) આફ્રિકા ખંડમાં શેહેરછે.
ઇકન્યૂમન (ના) ઝીણું જીવડાં.
ખોળી (કૃ) શોધી.
ખબરદાર (વિ) હોંશીઆર.
પૂજા (ના) સેવા.
માર્ગ (ના) રસ્તો.
સેંકડો (વિ) હજારો, સો.

**પાઠ ૧૨ મો.**

ભગત (ના) ભકિત કરનારો માણસ.
વ્યાધી (ના) રોગ.
સ્થિર (વિ) હાલે ચાલે નહીં તે.
સડેલા (વિ) કોહેલા.
તલપ (ના) ડાફું.
ઘસડી (કૃ) તાણી.
મુડદાં (ના) મરી ગયલા માણસ.
દુર્ગંધ (ના) ખરાબ વાસ.
મરકી (ના) મરવાનો રોગ.
મૂર્ખ (વિ) બેવકૂફ.

ખુશબોદાર (વિ) સુગંધવાળા.
ભાતભાતના (વિ) તરેહતરેહના.
પ્રસાદ(ના)ચોખ્ખું ખાવાનું, નઇવેદ.
ધરાવતા (ક્રિ) ખાવાને મુકતા.
ભોજન (ના) જંબાનું.
મસ્ત (વિ) જબરા.
પાળ (ના) કારણ.
જાળવવા (ક્રિ) સાચવી રાખવા.
ભરણપોષણ (ના) ગુજરાન.

**પાઠ ૧૩ મો.**

બરછી (ના) ભાલાજેવું હથિઆર.
રંદો (ના) લાંકડાં સાફ કરવાનું હથિઆર.
આરી (ના) વેહેરવાનું દાંતાવાળું હથિઆર.
ઓજાર (ના) હથિઆર.
સખ્ત (વિ) મજબુત.
સાધારણ (વિ) રોજ વપરાતા.
ગજવેલ (ના) પોલાદ.
પોલાદ (ના) ખરૂં લોઢું.
મેર (ના) બાજુ.
ભઠ્ઠી (ના) દેવતાનો મોટો ચુલો.
ટાઢી (વિ) ઠંડી.
ઉઘાડેછે (ક્રિ) ખુલ્લી કરેછે.

**પાઠ ૧૪ મો.**

સ્થિતિસ્થાપક (વિ) કંઇચીજને વાળીએકે મરડીએ તોપણ તે પાછી હતી તેવી થઇ જાય એવા પદાર્થમાં જે ગુણ તે.
તપાવીને (કૃ) ગરમ કરીને.
ઘેરો આસમાની (વિ) ભૂરો.
શામળો (વિ) કાળો.
ઓપ (ના) ચળકાટ.
ટીપીને (કૃ)લાંબું કરીને.
બરડ (વિ) સેહેલથીભાંગી જાય તે.
પદાર્થ (ના)ચીજ ,વસ્તુ.

**પાઠ ૧૫ મો.**

બંદીવાન (ના) કેદી.
ઇતરાજી (ના)ગેર મેહેરબાની.
ઓસાર (ના)પોહોળાઇ.
વિશ્વાસ (ના) ભરોસો.
સમાગમ (ના) સોબત.
દારોગો (ના) કેદખાનાનો ઊપરી.
બાકું (ના) મોટું કાણું.
પારિસ (ના) ફ્રાન્સનું મોટું શેહેર.
બંદીખાનું (ના) કેદખાનું.
કેદ (વિ) પરેજ.
કેદી (ના) બંધીવાન.
કોટડી (ના) નાની ઓરડી.
સોબત (ના) સંગત.
અકળાયો(ક્રિ)ગભરાયો.
ફાટ (ના) ચીરો.
બાપજી કરીને=ઘણું હેતથી.

**પાઠ ૧૬ મો.**

ડોળ (ના) ભપકો.
હિમાયતી (ના) વાલી, હિમ્મત આપનાર.
સ્વાદ (વિ) લેહેજતદાર.
હળી (કૃ) ભળી.
દેખાયો (ક્રિ) જણાયો.
જુક્તિ (ના) તદબીર.
મોકળે મને=બીક વગર; ખુલ્લે દીલ્લે.
ધશીને (કૃ) દોડીને.
પાધરી (અ) તુરતજ.
ખેંચાખેંચ (ના) તાણા-

તાણુ.
રાવ (ના) ફરીઆદ,દાદ.
ટેકીને (કૃ) ટેકો દઇને.
મનસુબો (ના) વિચાર.
માદા (ના) બકરી.
લાજ (ના) શરમ.
કુદકો (ના) છલંગ.
રમુજ (ના) ગમત.
વીસરી (કૃ) ભૂલી.

**પાઠ ૧૭ મો.**

સુગ (ના)ઓકારી.
એકાંત (વિ) એખલા.
સારાંશ (ના)ટુંકી મત-
લબ, ટુંક સાર.
નર્યા (વિ) બીલકુલ.
રીઝવવું (ક્રિ) ખુશ કર-
વું.
લાડછેડ (ના) તિરસ્કાર.
વિજોગ (ના) જુદા પ-
ડવું.
હીજરાવું (ક્રિ) દુભાવું,
દલગીર રેહેવું.
રહેતે રહેતે (અ) ધીમે
ધીમે.
અઠવાડીઊં (ના) સાત
દહાડા.
પખવાડીઊં (ના) પંદર
દહાડા.
રકાબી (ના) નાની થા-
ળી.
ગંદી (વિ) ગોઝ.
પીરશીને (કૃ) મૂકીને.
ગમત (ના) રમૂજ.
ટાઢક (ના) ઠંડક.
મરજી (ના) ઇચ્છા.
સંસાર (ના) દુનિઆ.
નિરાંત (ના) ચેન.
મોજ (ના) મઝા.
ઝાઝા (વિ) ઘણા.
વેગળેની (અ) આઘેની.
પોકેપોક (વિ)મોટે સાદે.
રોયો (ક્રિ) રડયો.
સોબતી (ના) સાથી.
વાસ (ના) રેહેઠાણ.

**પાઠ ૧૮ મો.**

સામાન (ના) ચીજો.
હથિયાર (ના) ઓજાર.
વર્ણન (ના) વિસ્તાર.
પાસું (ના) બાજુ.
લાલચોળ (વિ) રાતું
રાતું.
લાટો (ના) ધાતુનો દા-
બવાનો સીકંજો.
કારખાનાં (ના) જુદાં
જુદાં હુન્નરનાં ઠેકાણાં
ગાળે (ક્રિ) રસ કરે.
સંભાળ (ના)ખબરદારી
જરૂર (ના) અગત્ય.
મૂલ (ના) કિમત.
ઓપદાર (વિ) ચળકતી.

**પાઠ ૧૯ મો.**

સરાણ (ના) હથિઆરો
ને ધાર કાઢવાનું
ગોળ ચક્કર.
છીણી (ના) ધાતુ કાપ-
વાનું હથિઆર.
રેતરડી (ના) કાનસ.
કરવત (ના) વેહેરી કા-
ઢવાનું હથિઆર.
કટારી (ના) કટાર, ઘો-
ચીને મારવાનું હ-
થિઆર.
પાળીઓ (ના)ચપ્પુઓ.
ગણતરી (ના) હિસાબ.
કારીગરી (ના) કસબ.
ચળકતું (વિ)તેજકરતું.
કોશ (ના) નરાજ.

**પાઠ ૨૦ મો.**

ભરૂચ (ના) ગુજરાતમાં
નર્મદા નદીઊપર શે-
હેર છે.
મરામત (ના)સમારવું.
પનો (ના) પોહોળાઈ.
નર્મદા (ના) રેવા નદી.
આજુબાજુ (અ) આ-
સેપાસે.
કોશ (ના) ગાઊ.

રળિયામણું (વિ) શોભાવંતું.
મજબૂત (વિ) જોરાવર.
પાઘડીપને (ના) પાઘડીના પના જેવું, એટલે પાઘડી લંબાણુમાં ઘણીને પોહોળાણુમાં ટુંકી તેવું.
ઘેરાવો (ના) ફરતો ઘેર.
સૂમારે (અ) આસરે.
મુસ્કેલી (ના) અડચણ.
ઢોળાવ (ના) ઢોળવો; ઊંચો ઢળતો ટેકરો.
સાહુકાર (ના) પૈસાવાળો આબરૂદાર ગ્રહસ્થ.
હવેલી (ના) ઊંચી બાંધણીનું ઘર.
જાસ્તી (વિ) વધારે.
પ્રથમ (અ) પેહેલાં.
દાંડા (ના) તળીઆં.

**પાઠ ૨૧ મો.**

લોઢવું (ક્રિ) કપાસમાંથી કપાસીઆ તથા રૂ જૂદું પાડવું તે.
અદાલત (ના) ઇનસાફ કરવાનું ઠેકાણું.
અવસ્થા (ના) હાલત.
મ્યુનિસિપાલ(વિ) શેહેર સુધારવાનું ખાતું.
કમિટી (ના) ખાતું, મંડળી.
સૂતરાઊ (વિ) સૂતરનું.
કાપડ (ના) કપડ.
રોજી (ના) રોજગાર.
વિલાયતી (વિ) વિલાયતમાં બનેલું.
વણકર (ના) સાળવી.
લાચાર (વિ) ગરીબ.
વરાળના (ના) બાફના.
કંપની (ના) ભાગીદારોની મંડળી.
ઠામઠામ (ના) બધે ઠેકાણે.
સસ્તાં (વિ) સોંઘાં.
ઘટારત (વિ) લાયક.
એકીવારે (વિ) ઘણાં, જથાબંધ.

**પાઠ ૨૨ મો.**

રમુજી (વિ) ખુશ લાગે એવી.
વિદ્વાન (ના) ભણેલો માણુસ, પંડિત.
પેઢું (ના) પેટઆગળની જગો.
અચરજ (ના) નવાઇ
વાળવું (ક્રિ) મરડવું.
પોત (ના) કુમાસ.
નાજુક (વિ) કોમળ.
ધટ્ટ (વિ) જબરી.
પતંગીઊં (ના) ઊડતું જીવડું.
ચકચકીત(વિ) ચળકતી.
પોષણ (ના) ગુજરાન.
રેશમ (ના) હીર.
કોહેલી (વિ) સળેલી.

**પાઠ ૨૩ મો.**

દયા (ના) મેહેર.
મદાંધ (વિ) અહંકારમાં આંધળા.
ઇશ (ના) પ્રભુ.
અવયવ (ના) શરીરના ભાગો.
ઉદાર (વિ) સખી.
ચર્ણ (ના) પગ.
પ્રયત્ન (ના) મેહેનત.
પીડા (ના) દુઃખ.
પીડાય (ક્રિ) દુઃખીથાય.
પિંડ (ના) આત્મા.
બાપડો (વિ) બિચારો.
જીવ (ના) પ્રાણી.
રચ્યા (ક્રિ) બનાવ્યા.
લગીર (વિ) જરાક.
અધિક (વિ) વધારે.
બીક (ના) ડર.
ઉર (ના) દિલ.
ધરો (ક્રિ) મુકો,
ધોબ (અ) ધબદઇને.

ધારીને (કૃ) તાકીને.
ખુશી (વિ) મગન.
મિત્ર (ના) દોસ્તદાર.
ઘાત (ના) હત્યા, મારવું.
વિશેષ (વિ) વધારે.
વર્ણવો (ક્રિ) વિસ્તારો.
વખાણીને (કૃ) સારૂ ક-હીને, તારીફ કરીને.
બનાવનાર (ના) પેદા કરનાર.
મળેલ (કૃ) મળેલો.
પ્યાર (ના) હેત.
દીધેલ (કૃ) દીધેલા.
ગજુ (ના) શકિત.
ભાર (ના) બોજો.
વેદના (ના) દુઃખ.
ક્રૂર (વિ) ઘાતકી.
કર્મ (ના) કામ.
પિછાણીને (કૃ) જાણીને.
અધર્મ (વિ) ખોટું.
જંતુ (ના) જીવડાં.
પાય (ના) પગ.
પરોવી (કૃ) ધોચી.
ખેલ (ના) રમત.
ખોડીને (કૃ)ખોડા કરીને.
નિશાન (ના) એધાણી.
વિનાશ (ના) નાશ.

## ( કવિતાની સમજુતી ). (૨).

જુઓ કે દુઃખે કરીને જેમ આપણા શરીરનો **આત્મા** દુઃખી થાય છે; તેમજ બિચારા પ્રાણી ( પશુ ) ને દુઃખી કર્યાથી તે પણ દુઃખી થાય છે. તમે અહંકારથી આંધળા ( છાકેલા ) થઇને જરૂર તે પશુ જાણીને તેને મારતા નહીં; અરે ભાઇઓ મનમાં જરા મેહેર લાવો, ને પ્રાણીને દુ;ખ ના દેઓ. ( ૧ )

જુઓ કે **ઇશ્વરે** આપણા શરીરના સઘળા ભાગો બનાવ્યા છે; અને તમો હજારો ઉપાય કરશો પણ તેમાંનો એક પણ ભાગ તમારાથી બનવાનો નથી;--તે માટેવિચાર કરી મનમાં જરા વધારે ડર લાવીને;--અરે ભાઇઓ મનમાં જરા૦ (૨)

બિચારાં પશુને અનાથ જાણીને ઘમંડને તેનાઉપર પગ ના મુકો ને કોઇ જીવ કે પશુને મારીને ખચિત્ત તમે મનમાં ખુશી થશો નહીં; મારવાની વાત વખાણીને તેને ઘણી લાંબી ચરચાવો નહીં; અરે ભાઇઓ મનમાં જરા૦ (૩)

આપણો ને તેનો ( પશુ ) નો બનાવનાર એકજ **ઇશ્વર** છે; તેમ તેની ઉદારતાનો પ્યાર તેને પણ મળેલો છે; **પરમેશ્વરનું**

આપેલું સુખ ભોગવીને મજેથી તે હર્યાં ફર્યાં કરેછે;—અરે ભાઇઓ મનમાં જરા૦ (૪)

પશુના બળ ઉપરાંત બોજો ભરીને તેને કેમ માર મારીએ ને તે બિચારાને જે દુઃખ થાયછે તેનો મનમાં જરા વિચાર કરીએ;—કંઇ પણ ઘાતકી કામ પાપનું જાણીને તે કરો નહીં; અરે ભાઇઓ મનમાં જરા૦ (૫).

જીવડાના પગ પાંખ તોડી જે ખોટું અધર્મ કામ કરે; ને તેનો પગ ખોડો કરી શૂળમાં ઘોંચી ખરાબ કામ બનાવે, પછી નિશાન મૂકી તીર મારીને તેનો નાશ કરે; અરે ભાઇઓ મનમાં જરા મેહેર લાવો૦ (૬).

**પાઠ ૨૪ મો.**

હિંદુસ્તાન (ના) એશિયા ખંડની દક્ષિણે દેશ છે.
ત્રણ ખૂણીઆ (વિ) ત્રણ ખૂણા જેવો.
અગ્નિ (ના) દક્ષિણ ને પૂર્વ વચ્ચેની દિશા.
નૈઋત્ય(ના)દક્ષિણ ને પશ્ચિમ વચ્ચેની દિશા.
કોણ (ના) ખૂણો.
હદ (ના) મર્યાદા.
મુસાફરો (ના) દેશે દેશ ફરનારા.
વિકટ (વિ) ભયંકર.
ડુંગરા (ના) મોટા ઊંચા ટેકરા.
પહાડી (વિ) ડુંગરા ડુંગરીવાળા.
લડવૈયા (વિ) લડાઇખોર.
સદા (અ) રોજ.
બરફ (ના) ટાઢથી ઠરી ગયલું પાણી.
ઝાડી (ના) ઝાડ એક બીજા સાથે આવીને ગુફા જેવું બનેલું તે.
ઝાંખરાં (ના) કાંટાવાળી શાળો.
રસાળ (વિ) ફળદ્રુપ.
મેદાન(ના) મોટી ખુલ્લી જગો.
ફળાદિ=ફળ વગેરે.
પૂર (ના) પાણીનું ચઢવું.
જળ (ના) પાણી.
ડાંગર (ના) ભાત.
ક્યારડા (ના) ખાડા.
નાવડાં (ના) હોડકાં.
સીમાડો (ના) હદ.
અસલી (વિ) જૂના.

**પાઠ ૨૫ મો.**

કરિઆણું(ના) વસાણું
કાચું (વિ) સરસ.
કસ (ના) રસ.
ભાલોડું (ના) ભાલો.
તળેટી (ના) તળીઉં.
નીપજ(ના)પાક, પેદાશ.
લલચાઇ (કૃ) લોભાઇ.
પર મૂલક (ના) પારકો

દેશ.
ચિત્તા (ના) વાઘ જેવું જાનવર.
નીપજેછે (ક્રિ) પાકેછે.
વનસ્પતિ(ના)લીલોતરી.
જીવે છે=ગુજારો કરે છે.
નાતો (ના) જાતો.
તડ (ના) કકડા; ભાગ.
બાહડીઓ(ના)બહરીઓ
ચાલ (ના) ધારો.

**પાઠ ૨૬ મો.**

ઇતિહાસ (ના) તવારીખ, આગલા રાજાઓની વારતા.
પદવી (ના) ઓહ્દો.
હકૂમત (ના) હાકમી.
વહીવટદાર(ના) વહીવટ કરનાર.
વેરો (ના) કર.
જકાત (ના) દાણ.
વસવાયાં (ના) આવીને વસેલા(સુથાર, દરજી ધોબી વગેરે.)
વેઠ (ના) વૈતરૂં, મજુરી
કુળ (ના) વંશ.
કાયદા (ના) ધારા.
જથા (ના) ટોળા.
વ્યવહાર (ના) આપલેનો સંબંધ.
બળવાન (ના) જોરાવર.
શૂરા (વિ) બાહાદુર.
શૂર (ના) બાહાદુરી.
સંબંધી (અ) વિશે.
સલાહ (ના) વિચાર.
બંદોબસ્ત (ના)ગોઠવણ.
ઉતરતા (વિ) હલકા.
અધિકારી (ના) ઓહ્દેદાર.
વસૂલ (વિ) જમે.
પ્રજા (ના) રૈયત.
ઇનસાફ (ના) ચુકાદો.
ખૂન (ના)હથિઆરવતી કે ઝેર દીધાથી કોઇને મારી નાંખવું તે.
શૂળી (ના) ફાંશી.
કાંડાં (ના) હાથના પોંહોંચાં.
ગુન્હો (ના) તકસીર.
માલમિલકત (ના) માલમત્તા.
ધર્મદાન (ના) ખેરાત.
નરક (ના) જાહનમ.
ઇનસાફી (વિ) વાજબી રાહે ચાલનારા.
વિદ્યાવાન (વિ) ભણેલા.

**પાઠ ૨૭ મો.**

સાજવાળા (ના) સામાન વાળા.
પડાવ (ના) મુકામ.
હાકેમ (ના) સરદાર.
દોલત (ના) પૈસો.
વારતહેવારે (ના) સારે ટાણે.
કસબી (વિ)હુન્નરવાળા.
રાજદરબાર (ના) રાજ સભાએ.
સોનેરી (વિ) સોનાના.
ડોલી (ક્રૃ) ઝુલી.
રથ (ના) પૈડાં વાળી ગાડી.
પીછાળાં (વિ) પીછાંવાળાં.
મોહ (ના) મોહિણી.
ફોજ (ના) લશ્કર.
આથમણા (વિ) પશ્ચિમ તરફના.
હુમલો (ના) ચઢાઇ.
એકદમ (અ) તરત.
શાણી (વિ) ડાહી.
મોટાઇ(ના)માન, શોભા.
કળા (ના) યુક્તિ.
રાજ્યનીતિ (ના) બરાબર રીતસર રાજ ચલાવવું તે.

**પાઠ ૨૮ મો.**

ફેલાવો (ના) પથરાઇ જવું તે.

છેવાડે (અ) આઘે.
ખેતી (ના) જમીન ખેડવાનું કામ.
ગુજસ્તાન (ના) ગુજારો.
ઝટ (અ) તરત.
બળ (ના) જોર.
કેડો (ના) પીછો, પુઠ.
ગ્રંથો (ના) ચોપડીઓ.
કૃષ્ણ (ના) ભગવાન.
દ્વારિકા (ના) ગુજરાતની પશ્ચિમે જાત્રાનું ધામ છે.
રાજધાની (ના) રાજ ગાદીનું શેહેર.
બુદ્ધ (ના) એક જાતનો ધર્મ.
મહિમા (ના) મોટાઇ, પ્રતાપ.

**પાઠ ૨૯ મો.**

પરાક્રમી (વિ) ભારે કામના કરનારા.
અજીત (વિ) કોઇથી જીતાય નહીં તે.
ભાંગ્યો (કૃ) હાર્યો.
સંવત (ના) વિક્રમનો સન.
દૈવગતિ (ના) ઇશ્વરી શકિત.
શક (ના) વરસ, સન.
વિક્રમાજીત=વિક્રમ કોઇથી જીતાય નહીં તે.
ખંડિએર (ના) ઘર અમલા પડી ગયલા તેની ખુલી જમીન.
લગોલગ (અ) પાસેજ.
ધરતી (ના) જમીન.
વસ્યા (કૃ) રહ્યા.
સંસ્થાનો (ના) રાજાઓના વસાવેલા નાના ખંડિઆ મુલક.
ફટાયો (ના) રાજ્યની ગાદી પર બેઠેલા મોટો ભાઇ.
કન્યા (ના) કુંવારી છોકરી.
સમયે (ના) વખતે.
જંગલી(વિ)વગર સુધરેલો.
ગણતી (ના) લેખું; હિસાબ.
દૈવયોગ (ના) ઇશ્વરીબનાવ.

**પાઠ ૩૦ મો.**

વૈભવ (ના) સુખ.
કવિતારૂપ (ના) પદ્યમાં.
નાટક (ના) નાચવા વગેરેના ખેલનો તમાશો.
દેવસ્થાન (ના) દેહેરા, મંદીર.
બંધન (ના) અટકાવ, કાયદો.
નાચ (ના) નૃત્ય.
કીર્તિ (ના) આબરૂ, પંકાવું તે.
દેશોદેશ (ના)બધેમુલક.
ફેલાઇ (ક્રિ) પથરાઇ.
ડહાપણ (ના) ચતુરાઇ.
કસબી (વિ) હુન્નરવાળા.
મનુ (ના) હિંદુ શાસ્ત્રનો કાયદા બાંધનારો.
મહાભારત (ના) જેમાં ભારથનીકથા છે તે ચોપડી.
રામાયણ (ના) જેમાં રામની કથાછે તે ચોપડી.
પુસ્તક (ના) ચોપડી.
પૈસાદાર (વિ) તાલેવંત.
સદ્ગુણ (ના) સારાઆચરણ.
શોભા (ના) દેખાવ.
પાડાપડોશી (ના) પાસેના ઘરના રેહેનારા.
દાનત (ના)નજર, નિષ્ઠા.
સાફ(વિ)પાક, ચોખ્ખી.
વાસવાની (કૃ) દેવાની.

લેખપત્ર (ના) કાગળપર દસ્તાવેજ.
પરાયો (વિ) પારકો.
તકાવવું (ક્રિ) ધારી રહેવું.
કરજ (ના) દેવું.
જમણવાર (ના) વરો, ખરચ.
વાવરી (કૃ) ખરચી.
સ્ત્રીઓ (ના) બાયડીઓ.
છુટ (ના) રજા.

**પાઠ ૩૧ મો.**

નુકસાન (ના) હાણી.
નાતો (ના) જાતો.
ઉદ્યમ (ના) વેપાર.
અટકાવ (ના) અડચણ.
સ્થાવર (વિ) જમીનને લગતી, જે ખસે અથવા ઉપડે નહીં એવી મિલ્કતનું નામ.
મિલકત (ના) માલમતા.
વારસો (ના) વારસને જે મિલ્કત મળેછે તે.
વહેંચી (કૃ) ભાગ પાડી.
મિલકતદાર (વિ) મિલ્કત વાળો.
હિસ્સા (ના) ભાગ.
વંશના (ના) કુટુંબના.
અવસ્થા (ના) હાલત.
તવંગર (વિ) પૈસાદાર.
હિંમત (ના) છાતી.
દોલત (ના) માલમતા, પૈસો વગેરે.
રોકાવું (ક્રિ) ઘેરાવું.
શોધ (ના) તપાસ.
પરવાર (ના) ફુરસદ.
કળા (ના) હુન્નર.
ખબરદાર (વિ) હોંશિઆર.
મોટાઇ (ના) ભપકો.
દાખલ (વિ) સામેલ.

**પાઠ ૩૨ મો.**

અગર (ના) મીઠું પાકે છે તે જગ્યા.
લૂણ (ના) મીઠું.
ગચીઆં (ના) મોટા ઢેફલા.
પાહાણા(ના) પથરા.
જગત્કર્ત્તા (ના) જગતને પેદા કરનાર, ઇશ્વર.
બેતૃતીયાંશ (વિ) ત્રણ ભાગ કરેલા તેમાંના બે ભાગ.
મહાસાગર (ના) મોટા સમુદ્ર (પૃથ્વીપર એવા પાંચ છે).
ભંડાર (ના) વખાર.
અઘરૂં (વિ) મુશીબત.
ઝરણ (ના) ધીમે ધીમે પાણી વહે તે.
કકડીને (કૃ) સખત.
ક્યારડો (ના) ખાડો.
મેલ (ના) કચરો.
પારદર્શક (વિ) જેમાંથી આરપાર જોવાય તે.
છાંટી (કૃ) ઓલવી.
વખારો (ના) માલ ભરવાનું ઠેકાણું.

**પાઠ ૩૩ મો.**

તીર્થ (ના) નદી કાંઠાની પવિત્ર જગ્યા.
ધોધવા (ના) મોટા ધોધ.
સરોવર (ના) મોટું તળાવ.
સ્થિર (વિ) હાલે ચાલે નહીં તે.
ઘેરાવો (ના) ફરતો ઘેર.
ઊગમણુ (ના) પૂર્વદિશા.
ઝરો (ના) પાણી વેહેવાનું ઠેકાણું.
કુંડ (ના) છોથી બાંધી લીધેલું નાના તળાવ જેવું.
ફુટ (ના) સુથારી અડધો ગજ.
ભય (ના) બીક.
ઇમારત (ના) ઊચી બાં-

ધણીનાં ઘર.
ખંડેર (ના) પડી ગયલી જમીન, અમલા વગેરે.
થર (ના) પડ.
દર વરસે=અકેક વરસે.
પેદાશ (ના) ઊપજ.

**પાઠ ૩૪ મો.**

બલાઇ (ના) સાલસાઇ.
ધમકી (ના) ધુરકી.
બળાત્કાર (ના) જોર જુલમ.
ઉમંગ (ના) ઉમેદ.
કઠોર (વિ) વજ્જર.
અણગમો (ના) નાખુશી
માયનો (ના) અર્થ.
બરોબરીઆ (ના) સરખા.
એકાદું (વિ) એક, કોઇ પણ.
જોરજૂલમ (ના) જબરાઈ, જબરજસ્તી.
ઇચ્છા (ના) મરજી.
નાખુશી (ના) દલગીરી.
મન (ના) દિલ, ચિત્ત.
વેર(ના)અદાવત, ખાર.
જોઇએ તેવું (વિ) મનને ગમે તેવું.
ફેર (ના) તફાવત.
રૂપ (ના) આકાર.
વિનતિ (ના) નરમાશથી કેહેવું તે.
અસર (ના) લાગણી.
નરમાશ (ના) નમનતાઇ.
દુખાય (ક્રિ) દુભાય.

**પાઠ ૩૫ મો.**

સુવાક્ય (ના) સારૂં વચન.
કુવાક્ય (ના) નઠારૂં વચન.
સ્નેહ (ના) હેત, પ્રીત.
સદૈવ (અ) હમેશાં.
વાધે (ક્રિ) થાય.
ક્લેશ (ના) કંકાસ.
હમેશ (અ) રોજ.
લાધે (ક્રિ) થાય.
વિવેક (ના) સભ્યતાઈ.
વીર ( ના ) ભાઇ.
ઉચાર (ક્રિ) બોલ.
વાણી (ના) વેણ, શબ્દ.
વિશ્વ (ના) જગત.
કીર્તિ (ના) આબરૂ.
પડેચડે (ક્રિ) પડતી ચડતી થાય.
પ્રજા (ના) રૈયત.
ઘૂડ (ના) ઘૂવડ પક્ષી.
બુરી (વિ) ખરાબ.
બુરાઇ (ના) વેર.
રાજકુમાર (ના) રાજાનો છોકરો.
અમૂલ્ય (વિ) જેની કિમત થઇ શકે નહીં તે.
માનવી (ના) માણસ.
વેણ (ના) શબ્દ, સુકન.
મૂક્યું (ક્રિ) બોલ્યો.
વિમાસશો(ક્રિ)પસ્તાશો.
હાણી (ના) નુકસાન.
છરા (ના) એક જાતનો ચપ્પુ.
છેદ (ના) કાણું, છિદ્ર.
સૂઝે (ક્રિ) જણાય.
રૂઝે (ક્રિ) આરામ થાય.
ભડકો (ના) મોટો અવાજે.
હડાકો (ના) અવાજ.
વદો (ક્રિ) બોલો.
વણશે (ક્રિ) બગડશે.
ભારતોલ (ના)ભારવક્કર
જન (ના) માણસ.

## ( કવિતાની સમજુતી ). (૩).

**સારૂં વાકય** બોલવાથી સદાકાળ હેત પ્રીત વધે; નઠારૂં વાક્ય બોલવાથી નિરંતર કજીઆ કંકાસ થયા કરે; માટે અરે ભાઈ મનમાં જરા સહુકાઇ આણીને જે શબ્દ બોલો તે વિચારીને બોલો૦ (૧).

**સારૂં વાકય** બોલવાથી બધી દુનિઆ વખાણે; નઠારૂં વાકય બોલવાથી કોઇ આપણી આબરૂ જાણે નહીં; માણુસની પડતી ચડતી (પૈસાની) થાયછે તે જીભ વડેજ; માટે જે શબ્દ બોલો૦ (૨).

જુઓ કે રૈયત પોપટ ઘેર પાળેછે; ને માળામાં ચેનથી ઘૂડ પક્ષી સૂઈ શકતું નથી (લોકો તેને પથરા મારેછે); બોલવાનું કારણ એવુંજ સમજીને, જે શબ્દ બોલો૦ (૩).

ભાઇ તું સારા બોલીને લોકોમાં નેકી (કીર્તિ) મેળવ કેમકે નઠારી જીભે લોકો નઠારા શબ્દ પણ બોલેછે, પછી ગરીબ હોય કે રાજાના છોકરાની રાણી હોય પણ જે શબ્દ બોલો૦ (૪).

સારૂં વેણ બોલવાથી દૂધનું દહીં, ઘી સૌ થશે એટલે (કોઈ કામ નહીં કરતું હશે તે કરશે); ને જેની કિમત ઘણી બેસતી હશે તે સેહેજમાં આવશે; નઠારૂં વચન બોલવાથી કોઇ પળી ભાર પણ પાણી પાય નહીં (બારણે ઉભો ન રાખે), માટે જે શબ્દ બોલો૦ (૫).

અરે માણુસ મોહેડેથી જે શબ્દ બોલ્યા; તે જેમ થુંકેલું ફરીથી ગળાતું નથી તેમ (બોલેલું ફરાતું નથી); પછી એનું નુંકસાન વેઠીને પસ્તાશો; માટે જે શબ્દ બોલો૦ (૬).

છરીથી કપાયલું હોય તેનો ઇલાજ માલમ પડે; પણ નઠારાં વાકયના કાપને કદી રૂઝ આવે નહીં (તે બોલ મનમાંથી ખસે નહીં); કાચની કોડી ફાણી હોય તે કદી સંધાતી નથી; માટે જે શબ્દ બોલો૦ (૭).

સારો કે નઠારો તોપનો બડાકો તે હવામાં જોરસાથી દોડયો જાય છે; હવે બોલો તેને કેમ ખેંચીને અટકાવી રાખી શકાય; માટે જે શબ્દ બોલો૦(૮)

તમે વિચારી શબ્દ બોલો, તમારૂં કામ કદી બગડશે નહીં: દુનિઆમાં માર વક્કર, તો સારા લોકો રાખેછે, એમ **દલપતરામ કવિ કહેછે. (૯).**

**પાઠ ૩૬ મો.**

વાદ (ના) તકરાર.
વટેમાર્ગુ(ના) રસ્તે જતો મુસાફર, પંથી.
બળ (ના) જોર.
જબરો (વિ) જોરાવર.
તપીગયા (ક્રિ) ગુસ્સેથઈ ગયા.
ધીમા (વિ) ઠંડા.
અજમાવા (ક્રિ) વાપરો, ચલાવો.
ફેતરાવે (ક્રિ) કલ્ડાવે.
બળવાન (વિ) જોરાવર.
વાવાઝોડું (ના) પવનનું જોરથી વાવું.
લપેટતો (ક્રિ) વિંટાળતો
વળ્યું (ક્રિ) ફાવ્યું.
ખસેડી (કૃ) આઘા કરી.
તપ્યો (ક્રિ) ગરમથયો.
બફારો (ના) પસીનો.
અંતે (અ) છેલ્લે, આખરે
સહેવાયો (ક્રિ) ખમાયો.
છાયા (ના) શીળો.
આકળા (વિ) ગાભરા.
જોડી કાઢેલી (કૃ) બનાવટની.
શીખામણ (ના) બોધ.
મારફાડ (ના) સખતાઈ, જોર કરવું તે.

**પાઠ ૩૭ મો**

અંગજ્ઞાન (ના) પોતાની મેળે જે શીખવું તે.
તર્કશકિત (ના) વિચાર બળ.
મરડી (ના) ઝુંપડી, છાપરી.
રાફડો (ના) નાનુ દર.
સમજાશે (ક્રિ) ધ્યાનમાં આવશે.
લાડુ (ના) લાડવો.
ગળ્યો (વિ) મીઠો.
ટેકો(ના)આધાર, મજબૂતી.
ભાર (ના) બોજો.
જંગલી (વિ) બેવકુફ.
મેળવી (કૃ) સરખાવી.
કડાકૂટ (ના) ખટપટ.
ગુમાવે (ક્રિ) ગુજારે.
ભેદ(ના)તફાવત, જૂદાઈ
ખોરાક (ના)હમેશા ખાવાનો પદાર્થ.
સંઘરવા(કૃ)એકઠું કરવા.
કોઠાર (ના) અનાજભરી મૂકવાનો ખજાનો.
બીવર (ના)એક જાતનાં સસલાં.
ધાન (ના) અનાજ.
સંઘરો(ના)રાખીમૂકેલુંતે.

**પાઠ ૩૮ મો.**

સોચના (ના) ફિકર-
વાદવિવાદ(ના)ચકચાળ, ચોળાચોળ.
વૈદું (ના) વૈદનો ધંધો.
પ્રેરણા (ના) અંગજ્ઞાન.
ઉદાસ (વિ) દલગીર.
બેડોળ=ખરાબઆકારનું
તકરાર(ના) વાંધો,જીદ.
મંડળી (ના) ટોળી.
વૈદ (ના) વૈદું કરનાર.
મંદવાડ (ના) બીમારી.
ઓસડ (ના) દવા.
ગુંચવણ (ના)ગુંચવાડે
ઠોકર (ના) ખતા.
નકામી (વિ) ફોકટ.
વધારો (ના) ઉમેરો.
મનુષ્ય (ના) માણસ.
કસર (ના) ખામી.

કમ (વિ) ઓછી.
તર્ક (ના) ખ્યાલ.
ચૂકો (ના) નાનીભૂલો.
ધીરજ (ના) હિમ્મત.
ઉદ્યોગ (ના) મેહેનત.
ભીલ (ના) લુટારાલોકો.
મેહેલ (ના) રાજાનોરેહેવાનો મૂકામ.
ભક્તિ=ઇશ્વરનું ભજન.
ઉતરતી (વિ) હલકી.
પંક્તિ (ના) જાતિ, વર્ગ
ઉત્તમ (વિ) મોટો.

**પાઠ ૩૯ મો.**

મગજ (ના) ખોપરીની અંદરનો ભાગ.
કોરેમેલી(કૃ) પડતીમેલી
રચના(ના) ગોઠવણ.
વચ્ચોવચ ( ના ) વચ ગાળે.
ટટાર(વિ) હોંશીઆર.
કરોળિઓ(ના)જાળામાં રેહેનાર જીવડો.
ચોપગાં(ના)ચારપગ વાળાં પશુ.
નહોર (ના) નખોરીઆં.
માફક (વિ) અનુંકુળ.
કૃપાળુ (વિ) દયાળુ.
ડોક (ના) ગરદન.
સરજ્યા (ક્રિ)પેદા કીધાં
ગરજ=જરૂર, ખપ.
પાર (ના) છેડો, છેવટ.

**પાઠ ૪૦ મો.**

અચરજ (ના) નવાઈ.
ચોખા (વિ) સાફ.
લીલ(ના) પાણીમાંલીલી ફુગ બાઝેછે તે.
સુંવાળા(વિ)નરમ,લીસા
લટકતા (કૃ) ટીંગાતા.
માદા (ના) બઇરી.
ચારો (ના)ચારવાનુંઘાસ
ઠરતી (ક્રિ) થોભતી.
ક્ષણ (ના) લેહેજો.
વીલાં (વિ) સુનાં. સુકાં.
નર (ના) મરદ.
બચાવ (ના) રક્ષણ.
કૂકડી (ના) મરઘી.

**પાઠ ૪૧ મો.**

ગુણ (ના) પાડ.
પારણું ( ના ) બાળકને સુવાનું નેતર કે પાટી ભરેલું ઝુલતું ચોકઠું.
પોઢવું (ક્રિ) સુવું.
કડુ (વિ) કડવું.
ખાજું (ના) ખાવાનું.
ખમા (ના) માફ.
મુક્તિ (ના) ઓદ્ધાર.
પુત્ર (ના) છોકરો.
છેક (અ) બહુ.
મહા (વિ) મોટી, ઘણી.
હેતવાળી=પ્યારવાળી.
દયાળી (વિ) મેહેરવાળી.
સુકામાં=સૂકી જગામાં.
પંડે (સ) પોતે, જાતે.
તજી (ક્રિ) છોડી, મૂકી.
બચી (ના) બોકી.
પ્રેમ (ના) હેત, વહાલ.
જુક્તિ (ના) હીકમત.
ટળે (ક્રિ) દૂર થાય.
રૂડું (વિ) સારૂં.

## ( કવિતાની સમજુતી ). (૪).

જ્યારે કે હું નાનો છોકરો હતો ને પારણામાં સૂતો હતો; ત્યારે મને બહુ રડવું આવતું તે વખતે મને કોણ છાનું રાખતું? તે વખતે મને દુઃખી જોઇને બીજું દુઃખી કોણ થતું? મારી ઘણી વાહાલી દયા

લાવનારી મા તુંજ, (૧).

મા પોતે ભીનામાં ( મૂતરમાં. ) સુએ ને મને સુકામાં સુવાડે, ને હું દુઃખ પામું તો પોતે સ્વાદ છોડી દેતી; મને સુખ થાય તેને વાસ્તે કડવું કડવું કોણ ખાતું ? મારી ઘણી વાહાલી૦ (૨).

મને છાતીએ બઝાડીને મારા ગાલ ઉપર બોકી કોણ લેતું, ને તરતનું ખાવાનું બનાવેલું કે આવેલું હોય તે, હે મા તું પોતે ન ખાય ને મને કોણ આપતું ? મને મોહોડે મીઠા મીઠા ગીત કોણ ગાતું ? મારી ઘણી વાહાલી૦ (૩).

હું કેથે પડું કે અથડાતું તો મોહોડેથી ખમા ખમા આણીને તારી આંખમાંથી પ્યારના આંસુ પડતા હતા : પછી મને પોતાના સ્થાનમાંથી કોણ દુધ પાતું ? મારી ઘણી વાહાલી૦ (૪).

મને **પરમેશ્વરની** પ્રાર્થના કરવા વિશેની રીત કોણ કેહેતું ? જેથી કરીને તાપ ને પાપ સમાઈ જાય ને મારો ઓદ્ધાર થાય : એક ચિત્તે મનમાં ફિકર રાખી મારૂં સારૂં કોણ ચાહાતું ? મારી ઘણી વાહાલી૦ (૫).

**પાઠ ૪૨ મો.**
જળ (ના) પાણી.
ગણિત ( ના ) હિસાબનું કામ.
ચાકરી (ના) બરદાસ.
આકરી (વિ) કપરી.
અમૂલી (વિ) જેની કિમત થઈ શકે નહીં તે.
સદા (અ) રોજ.
દાસ (ના) ચાકર.
સાટું (ના) બદલો.
દેવ (ના) ઇશ્વર.
આનંદ (ના) સંતોષ.
દાતા=દાતાર, આપનાર.
માતા (ના) મા.
સમો (ના) વખત.
વાળવા=બદલો આપવા.
જોગ (ના) તક, દાવ.
નિત્ય (અ) રોજ.
પાઠે (ના) મોહોડે.
રીઝી (કૃ) ખુશી થઇ.
સર્વ (વિ) સઘળું.
ઠામ (ના) ઠેકાણું.
રચ્યા (ક્રિ) બનાવ્યાં.

## ( કવિતાની સમજુતી ). (૫).

હજી તારૂં હેત તેવું ને તેવુંજ છે, જેમ કે માછલી ને પાણીને હેત

મળ્યું છે ( પાણી વગર માછલીને જરાએ ચાલે નહીં ) તેવું; તે હિસાબની રીતથી ગણવા જાઊંછું તો પણ તેનો પાર આવતો નથી ? મારી ઘણી વાહાલી૦ (૬).

અરે મા મેં તારીપાસે જે આ સખત ઘણીજ કિમતી ચાકરી કરાવી એ બધું તારૂં કરેલું હું શું ભૂલી જઇશ; તારો આખી જીંદગાની સુધી ચાકર થઇને એનો બદલો વાળી આપીશ; મારી ઘણી વાહાલી૦ (૮).

હે મોટા **પ્રભુ** ! સંતોષ આપનાર, મારી મા જેવો મને ફાયદો (આભાર) કરે તેવો; તે બદલો વાળવાને મને હમેસાં તું વખત આપજે મારી ઘણી વાહાલી૦ (૮).

આટલા આઠ છંદ શીખે ને સાંભળે, ને પછી તેને હેતે કરી રોજ મોહોડે રાખે; તો **ઇશ્વર** ખુશી થઇ સઘળે ઠેકાણે તેને કુશળ રાખે, આ સારા છંદ **કવિ દલપતરામે** બનાવ્યાછે. (૯).

**પાઠ ૪૩ મો.**

ચીનાઇ (વિ) ચાની.
ચીની=ચીનાઇમટોડીના
ચકમક ( ના ) એક જાતનો પથ્થર જેમાંથી દેવતા નીકળે છે તે.
ઝારીને (કૃ) ગરમ કરીને
કંદીલ=કાચનું પ્યાલું.
બિલોરી ( ના ) હાંડીની જાતનો કાચ.
ભૂકો (ના) ચુગદો.
પલાળતા (કૃ) ભીનાળતા
બારીક(વિ)ઝીણો રૂપનો
પ્રવાહી(વિ)પાણી જેવાલીસો(વિ)સાફ, પાલીસ
ચાક (ના) ગોળ ચક્કર.
કેળવાએલી (કૃ) ગુંદીને સાફ કરેલી.
ચતુરાઇ(ના)હોંશિઆરી

**પાઠ ૪૪ મો.**

સંઘાડો (ના) ચુડા રમકડા વગેરે ઉતારવાનું ગોળ હથિઆર.
ડોળીઆં (ના) ખોખાં.
ખરાદી (ના) લાકડાંની ચીજો સંઘાડા પર ઉતારનારો માણસ.
નાળચાં (ના) નળી.
બીબાંમાં (ના) આ કારવાળા ખોખાંમાં.
મેળવણી (ના) ભેગ.
લોંદો (ના)મોટો લચકો.
ચાદાની (ના) ચાહ ઉકાળવાનું વાસણ.
આંચ (ના) ઝાળ.

**પાઠ ૪૫ મો.**

સફેદ (વિ)ધોળો, ઉજળો
રંગીત (વિ) રંગેલા.
અસમાની (વિ) ભુરે.
સરસ(વિ)સારાં,મજાના.
ચીતારા (ના)ચિત્ર પાડા
નારા.
વિલાયત (ના) અંગ્રેજ
લોકનો દેશ.
સૂઝે (ક્રિ) દેખાય,જણાય

**પાઠ ૪૬ મો.**

છેટે (અ) આઘે,દુર.
નબળી (વિ) કમજોર.
ધર્મશાળા (ના) પરદેશી
ઓને ઉતરવા સારૂ
બાંધેલો મુકામ.
સવાર (ના)ઘોડેબેસનારો
લાલચોળ=ધગ ધગતી.
મેદો (ના) ઝીણો આટો.
સાજો (વિ) સારો.
ઉતરડયાં (ક્રિ)નીકળ્યા.

**પાઠ ૪૭ મો.**

વર્ણન (ના) બ્યાન, વાત
વિદ્યાશાળા (ના) નિશાળ
પ્રતિષ્ઠા (ન) સ્થાપના.
આબરૂ.
રાજધાની(ના)રાજગાદી
નું મોટું શહેર.
વનરાજ(ના)વનનોરાજા
વસાવ્યું (ક્રિ) સ્થાપ્યું,
ખરીદ કીધું.
તાબા(ના)હવાલો,કબજો.
મામલતદાર(ના) સબોર
ડીનેટ માજીસ્ત્રેટ.
ઉજડ (વિ)જ્યાં લોકોની
આવજાવ નહીં તે.
પંચાસરા (ના) પંચાસર
નગરના.
પારશનાથ(ના) જૈનધર્મ
ના દેવની મૂર્ત્તિ.
મૂર્ત્તિ (ના) પુતળું.
મૂરત (ના) શરૂઆત,સુ
કન.
થાપના (ના) સ્થાપના,
મંડાણ.
પોશાળ (ના) નિશાળ.
સહસ્ત્રલિંગ (ના)હજાર-
લિંગ, હજાર મુર્ત્તિ.
શિવલિંગ (ના) શિવની
મૂર્ત્તિ.
દેરીઓ (ના) નાનાં દેરાં.
પડખે (ના) પાસે, સોડે.

**પાઠ ૪૮ મો.**

મૂળસ્થાન(ના) ઉત્પત્તિનું
ઠેકાણું, વતન.
કુળદેવિ (ના) ગોત્રજની
માતા.
કુમારિકા (ના) કુવારી-
છોકરી, બાળકી.
જૈન (ના)શ્રાવક લોકોનો
ધર્મ—આચાર.
પુસ્તકભંડાર=ચોપડી-
ઓનો સંગ્રહ.
તાડપત્ર(ના)તાડનાંપાત્રાં.
પટોળાં(ના)બાયડીઓના
રેશમી લુગડાં.
ડાબલીઆળી (વિ)ડાબડી
જાર(ના)જુવાર. [વાળી.
મૂળ(વિ) વતનની જગ્યા.
દેવી (ના) માતા.
ઉપડાવે (ક્રિ) ઉચકાવે.

**પાઠ ૪૯ મો.**

ખંડ(ના)જમીનના મોટા
ભાગ જેમાં ઘણા દેશો
આવેલા તે.
ગગન (ના) આકાશ.
ઝગઝગે (ના) તેજકરેછે.
અરૂણ પ્રકાશ(ના) સૂર્યનું
તેજ,સૂર્યનું અજવાળું
રત (ના) મોસમ.
હીંગણાં (વિ) બટકા.
કદરૂપાં (વિ)ખરાબશીક-
લના, બેડોળ.
ગંદાં (વિ) ગોબા.
રેતાળ (વિ) રેતીવાળા.
રબારી (ના) બકરાં ઘેટાં
ચરાવનાર.
મુકામ (ના) રેહેઠાણ.

પીળચટો(વિ)જરા પીળો
ઉદ્યમી (વિ) મેહેનતુ.
કસબ(ના)હુન્નર, કીસબ.
તેજાના (ના) મસાલા.
જવાહીર(ના)ઝવેર,(હીરા માણેક વગેરે).
વર્ણ (ના) રંગ.
શામળો (વિ)જરા કાળો

**પાઠ ૫૦ મો.**

ઉત્પત્તિ=પેદાશ,નીપજ.
પણ (ના) નીમ,બાધક.
જોદ્ધા (ના) લડવૈયા.
બેશુમાર (ના) ઘણીજ.
રૂપસુંદરી(ના) ખુબસુરત, દેખાવડી સ્ત્રી.
ફૂટડી વિ) શોભાયમાન.
મહાબળવાન (વિ) ઘણો જોરાવર, જોદ્ધા.
દરબાર (ના) રાજકચેરી.
પાયદળ (ના) પગે ચાલનારૂં લશ્કર.
ચડાઇ(ના) હુમલો,હલ્લો.
વાટ (ના) રસ્તો, રાહા.
ભાટચારણો (ના) એક જાતના કવિ લોકો.
લશ્કર (ના) ફોજ,સેન્યા.
પરાક્રમ (ના) ભારે કામ

**પાઠ ૫૧ મો.**

પોફાટતાંજ (અ) સવાર થતાંજ.
ગર્ભવંતી=દહાડાવાળી.
ફળાદિ (ના) ફળ વગેરે.
લાંછન(ના) એબ, કલંક.
રાન (ના) જંગલ, વન.
શત્રુ (ના) દુશ્મન, વેરી.
રણ(ના)સંગ્રામ, મેદાન.
ગત (ના) ગતિ, હાલ.
વગડો (ના) વન, રાન.
અવતર્યો (ક્રિ) પેદાથયો.
સમજણો=અક્કલવંત.
કાસદ (ના) ખેપીઓ.
અમલદાર (ના) હકુમત કરનાર.
નગર (ના) શેહેર.
રચ્યો (વિ) બનાવ્યો.
ઇનસાફી (વિ) વાજબી ન્યાય કરનારો.
ઉલટું=સામુ, બમણું

**પાઠ ૫૨ મો.**

બખેડા=બળવા, હુલ્લડ.
રાજપાટ=રાજની ગાદી, રાજનું કામકાજ.
ગાદી=તખત, આસન.
વંશ(ના) ઓલાદ, કુળ.
મુદ્દલે=જરાએ, બીલકુલ
કાંપતા (ક્રિ) ધ્રુજતા.
ઠાઠ (ના) ભપકો, દોર.
સંતાન (ના) છોકરૂં.
પડયા (ક્રિ) મુઆં.
સમાપ્તિ=આખર, છેડો.
વેરે (અ) સાથે.
કુંવર=રાજાનો છોકરો.
મહાસમર્થ ( વિ ) ઘણો જોરાવર, જબરો.
લૂંટારો (ના) ચાંચીઓ.
વટેમાર્ગુ(ના) રસ્તે જતો મુસાફર, પથી.
ક્ષેત્ર (ના) ખેતર.
ઊગમણી=પૂર્વ તરફની.
શ્રીસ્થળ=સારૂં ઠેકાણું.
દાન (ના) ધર્મ, પૂન્ય.
દેહછોડી (ના) મરીગયો.
વંશજો=કુટંબી,કુટંબના
પડતી દશા (ના) નબળો દહાડો. [સ.
માંહોમાંહે(અ)અરસપર
બહાદુરી (ના) જોર,શૂર.
રાજકન્યા (ના) રાજાની છોકરી.

**પાઠ ૫૩ મો.**

સર કરવું=તાબે કરવું, જીતી લેવું.
ચિતા (ના) ચેહે.
તુટી પડ્યા (ક્રિ) એકદમ ધસારો કીધો.
તુર્કી (ના) તુરકસ્તાનના.
હુમલો(ના)ચઢાઇ,હલ્લો.

સરદાર=સગદાર, ઉપરી
રક્ષણ (ના) સંભાળ.
ખડકીને (કૃ) ગોઠવીને.
ગંધાતા(વિ)વાસમારતા
ગુલામ(ના)વેચાણ લીધેલા ચાકર.

**પાઠ ૫૪ મો.**

કુમક (ના) મદદ.
આપઘાત(ના)કોઇમાણસ પોતાને હાથે જીવ કાહાડીને મરે તે.
ખરચી(ના)ખરચને વાસ્તે નાણું.
ચડ (ના) પાડોશ
મેદાન (ના) ખુલ્લી જગો.
ગભરાયો (ક્રિ)અકળાયો.
છાવણી (ના) મૂકામ.
તમામ (અ) બીલકૂલ.
ગુજરી (ક્રિ) મરી.
અપમાન(ના)ગેરઆબરૂ
સહેવાયું (ક્રિ)ખમાયું.
સંપ(ના)એક દિલ, એક મત.
ભેગા (અ)એકઠા, સાથે.
દગો (ના)કાવતરૂં, કપટ
વખેરાઇ (કૃ) જુદા પડી.
તળેટી (ના)તળીઊ, તળીએનો ભાગ.
રોકડાં (વિ) નગદ.
શુમારજ(ના)પાર,અડસ
દ્રવ્ય(ના)પૈસો, ધન.[ટો.

**પાઠ ૫૫ મો.**

વતન=સ્વદેશ, જાગીરી.
ખાલસા (વિ) સરકારી.
હરડતા(વિ)કટ્ટા, જુલમી
લૂંટફાટ(ના)જબરજસ્તીથી ખૂંચી લેવું.
બુરી(વિ)ખરાબ, નઠારી
મતલબ (ના) સ્વાર્થ.
મંદિર (ના)દેહેરૂં, દેવળ
દોસ્તી (ના) મીતરાઇ.
કોલકરાર(ના)વચન સાથનો બંદોબસ્ત.
જાથુ (અ) હમેશાં.
પ્રસન્ન(વિ)ખુશી, મગન.
મહાપાપી(વિ)ઘણો દુષ્ટ.
બાદશાહ(ના)રાજા, પાદશાહ. [સીરે.
વગર વાંકે(ના)બીનતક.
ખૂન(ના)જીવ લેવો, હથીઆર વતી મારવું તે.
તૈયાર(અ)હાજર,તત્પર.
જમાવ=એકઠું કરવું તે.
રણ (ના) રેતીનું મેદાન.

**પાઠ ૫૬ મો.**

મંડપ (ના) માંડવો.
શિવલિંગ (ના) માહાદેવની મૂર્ત્તિ.
નીસરણી (ના) સીડી.
પ્રાર્થના=સ્મરણ, સ્તુતી.
સહાય (ના) મદદ, કુમક
હઠાવી(ક્રિ)પાછીકાહાડી.
હાર (ના) પરાજ્ય.
નિશાન (ના) વાવટો.
રગદોળાયું (કૃ)પગ તળે ચંપાયું.
દેવલ=દેહેરૂં, દેવસ્થાન.
હાથકર્યું (ક્રિ) તાબે કર્યુ.
માન (ના) કીર્ત્તિ, જશ.
સુબો (ના) હાકેમ.
ખાળ્યો(ક્રિ) અટકાવ્યો.
તંગાશ(ના)ખોટ, તાણ,
હોંસેહોંસે(ના) ઘણી ખુશીથી, ઊમંગભેર.

**પાઠ ૫૭ મો.**

પાઠશાળા (ના) નિશાળ.
શૂરાતન (ના) બોહાદુરી.
સ્થાપી (ક્રિ) રચી.
ઇતિહાસરૂપ(વિ)ઇતિસસની ઢપથી.
કાવ્ય (ના) કવિતા.
રચના (ના) શોભા.
તરજુમો (ના) એકભાષામાંથી બીજી ભાષામાં ઉતારો કરવો.
કઠોર=ઘાતકી, વજ્જર.
અવગુણ (ના)નઠારીટેવ.

ગુલામગીરી= દાસપણું.
સાબિત(વિ)સિદ્ધ, નક્કી.
લોભી (વિ) લાલચુ.
પરમૂલક (ના)પારકોદેશ
કાળજી (ના)ચેટક, અરે.
કારભારી(ના) કામકાજ-
ના કરનાર, કરતા હ-
પ્રસરી(વિ) ફેલાઇ.[રતા.
લાલચોળ (વિ) માતેલા.
બંડી(ના)બદન. [જોડા.
બૂટ (ના) ચાંચવગરના
પહેરવેશ(ના)પેહેરેલોપો
શાક; (પેહેરવાના જે
કપડાં)

**પાઠ ૫૮ મો.**

સૂબો(ના)પરદેશમાંરાજા
તરફથી કરતો હરતો
મર્યાદશીળ (વિ) સલુકાઇ
વાળા, સભ્યતાવાળા.
વખો(ના)દુઃખ, આફ્ત.
અમલ=સતા, અધીકાર.
અફઘાન=પઠાણ લોકો.
ભોગજોગે=એકાએક.
ઉગર્યો(ક્રિ)બચ્યો,છુટ્યો.
હાકેમ (ના) સરકાર.
તખ્ત=ગાદી,રાજ્યાસન.
મમતા(ના)પ્યાર,હેત.
અધિકાર(ના) અખત્યાર
પદવી, દરજ્જો.

તૈયારી(ના)પેરવી,તાકીદ
પેંગડા (ના) પાવડા.
બચાવ્યો(ક્રિ)ઉગાર્યો.
સોંપ્યો(ક્રિ)હવાલે કર્યો,
તપાસી આપ્યો.

**પાઠ ૫૯ મો.**

ભોળો(વિ)નીખાલસ,કપ
ટી નહીં તે. સાલસ.
ધાણ (ના) નાશ,નખોદ.
સહિત (અ) સાથે.
સંતોષ=આનંદ. હરખ.
દત્તક=છોકરોકરીલેવો.
ઝેર (ના) વિખ.સોમલ.
નબળા (વિ) કમજોર.
મોખરે (અ) આગાડી.
અસ્વારો(ના)ઘોડે બેસ
નારું લશ્કર.
ટૂકડી (ના)કકડા, ભાગ.
દુશ્મન (ના) શત્રુ;વેરી.
જખમી (વિ) ઘાયલ.
સહીસલામત (વિ) વગર
જોખમે, સારી પેઠે.

**પાઠ ૬૦ મો.**

ખુન્નસ (ના) ઝેર. કીનો.
છાપોમારવો(ક્રિ) એકદમ
તુટી પડવું.
કતલ(ના)ખુનામરકી,ખુ
નરેજી. કાપાકાપી.
નિરાંતે (અ) ચેનથી.

લશ્કરી (વિ) લશ્કરમાં
ઘાલવાની.
જડાવ (વિ) જડેલાં.
બખ્તર (ના)લડાઇનેસારૂ
લોઢાનો અંગરખો.
જમાવીને (કૃ)એકઠી ક-
રીને.
વીણી(કૃ) ચુંટી, તારવી.
હલ્લો=હુમલો, ધસાવરો.
ધૂળધાણી(વિ)ખાખા વી
ખી, પાએમાલ.
સેનાપતિ (ના) ફોજનો
સરદાર.
તંબુ (ના) નાનો ડેરો.
રઝળતા (વિ) રખડતા.

**પાઠ ૬૧ મો.**

નામના (ના) નામદારી.
સાવધ (વિ) હોશીયાર.
ઠારકરવું(ક્રિ)કાપીનાખવું
સ્વતંત્ર (વિ) આપ અ-
ખ્તીઆર.
ફતેહ (ના) જશ, યશ.
ચલાનાર (વિ) પસંદ
કરનાર.
કાળ (ના) વખત, મોત.
કળા(ના)તદબીર, યુકિત
ગાંઠે=પતકરે, ગનકારે.
ટાંપી (કૃ) તાકી, ધારી.
દશા (ના) હાલ, હવાલ.

ફાંસામાં (ના) કબજામાં.
ભળ્યો (ક્રિ) મળ્યો.
આથમણી (વિ) પશ્ચિમ તરફની.
સમાચાર (ના) ખબર.

**પાઠ ૬૨ મો.**

ઉલટ (ના) હોંશ, ઉમંગ.
ભેર (અ) સાથે.
મિજાજ (ના) પ્રકૃતિ.
હાથરો=મોંચડાવવું તે.
વદ્દી=દશકે દશકે એક ગણીએ છીએ તે.
ખોડ (ના) ખામી, ચુક.
ગુણાકાર(ના)ગણાકરવાનો હિસાબ.
માથાકૂટીઆ=કડાકુટીઆ, ગુંચવણવાળા.
સુસ્ત (વિ) આળસુ.
ચીડાઇ (કૃ) ખીજવાઇ.
ચૂક (ના) ભુલ, ગફલત.

**પાઠ ૬૩ મો.**

દયામણું(વિ)દયા ઉપજે એવું.
ડસકાં(ના)રોતા આંચકા ખાવા તે.
દડદડ (અ) ટપકટપક.
ફળીઉં(ના)શેરી,મોહોલો
રોય (ક્રિ) રડે.
અકળામણ=ઘભરાટ.
કઠણ (વિ) અઘરા.
ઉમંગ(ના)ઉમેદ, ઉલટ
આનંદ–સંતોષ, હરખ.
લોઢી (કૃ) લુછી.
સાંભરતા=યાદ આવતા.
જવાબ (ના) ઉત્તર.

**પાઠ ૬૪ મો.**

આનંદી=મગન, ખુશ.
ધુંધવાતું (વિ) રીસાળ, ચડેલું.
વસમું (વિ) અઘરું.
પાડોશ (ના)પાસેનું ઘર.
કાયર=હેરાન, દુઃખી.
કહેવત(ના)કેહેતી.કેહેણી
ગોખી(કૃ)પાકે કરી.
પેટભરું(વિ)ગુજારો કરું.
હસમુખી (વિ) મગન.
તાજો (ના) કાંટો.
સ્વભાવ (ના) ખાશિયત.

**પાઠ ૬૫ મો.**

સમસ્યા(ના)ઉખાણા, કો
હેડા.ભેદમાં પુછવાનું,
શ્વાન (ના) કૂતરો.
સુજાણ(વિ)સારીપેઠેજાણીતો.
મૃગ (ના) હરણ.
નર (ના) ભાયડો. મરદ.
ગળ્યો (ક્રિ) ઢાંક્યો.
શોભે (ક્રિ)સારો દેખાય.
ઉત્તમ (વિ) મોટો, શ્રેષ્ઠ.
સજ્જન=સારા માણસ.
તાત (ના) બાપ, પિતા.
વીવા=સગપણ, સગાઈ.
ફાળ (ના)કુદકો. છલંગ.
ચતુર–ડાહ્યા, શાણો.
નારી (ના)બાયડી. સ્ત્રી.
નિર્બળ (ના) કમજોર.
કોલ (ના) કોયલ.
વસેદરે=દરમાં રેહે.
પઢતો (ક્રિ) ભણતો.
પંડિત (ના) વિદ્વાન.
પૂર્યો (ક્રિ) ગોંધ્યો.
ચેતજો (ક્રિ) જાણજો.
મધુરો (વિ)મીઠારાગનો.
સામળભટ=એક મ્હોટે કવિ થઇ ગયો.

## ( કવિતાની સમજુતી. ) (૬).

એક **નરે નરને** ઢાંક્યો, તેથી શરીર સારું દેખાય; તેમાં એકનો ધણો

ઉમદા માણસ છે, ત્યારે તમે ચતુર પુરૂષ હોય તો સમજી લેઓ. એ શું છે? (જામો.)

મોટા કુળથી ( દૂધથી ) ઉપજી તેના બાપનો જે બાપ ( દહીં બાપ ને તેનો બાપ દૂધ) તેની સાથે સગપણ કર્યું ( છાશ નાંખી દુધ જમાવ્યું ) તો તમે શાણા એ વાતે સમજો એ શું છે? (છાશ).

કુદકો મારે પણ હરણ નથી. સસલો પણ નથી ને કૂતરો પણ નથી તેમ મોં ઊચું છે પણ મોર નથી ત્યારે તમે ડાહ્યા સારી પેઠે જાણીતા સમજી લેઓ એ શું છે? (દેડકો).

રંગે પીળોછે પણ પોપટ નથી; કાળોછે પણ નાગ નથી, તેમ પાંખો છે પણ પંખી નથી; ને તે ઉડેછે ખરો પણ કાગડો નથી; ત્યારે એ શું છે બોલો ? (ભમરો).

તે જાતે સ્ત્રી જાત છે પણ કમજોર નથી; કાળીછે પણ કોયલ નથી; તેમ દરમાં વસેછે પણ સાપણ નથી ત્યારે એનો જવાબ બોલો એ શું છે? (તરવાર).

ભણતો પણ વિદ્વાન નથી; ને ગોંધ્યો છે પણ ચોર નથી તમે ડાહ્યા હોય તો સમજી લેજો; એ મધુર રાગનો છે પણ મોર નથી; ત્યારે એશું છે બોલો ? (પોપટ).

**પાઠ ૬૬ મો.**

પોરા(ના)ઝીણા જીવડાં.
વિદ્વાન (વિ) પંડિત.
સંખ્યા (ના)કુંઇઆંકડો.
સૂક્ષ્મદર્શક (વિ) સૂક્ષ્મતે ઝીણી, ને દર્શક તે દેખાડનાર, એટલેઝીણી ચીજ મોટી દેખાય એવા કાચનો સંચો,મોટી ચીજ દેખાયએવુંયંત્ર
બાબોચીઊં (ના) નાનો ખાડો.
અબજ (વિ) સો કરોડ.
જરવે (ક્રિ) પચાવે.
ચતુરાઇ (ના) ડહાપણ.
ગળી(ના)એકજાતનોકાળો રંગ.
ભેળ્યું (ક્રી) મેળવ્યું.
પારદર્શક=જેમાંથીઆરપાર જોવાય તે.
ગળીએર (વી) કાળી.
કુંડાળાં (ના) ચકરડાં.
ભક્ષ (ના) શીકાર.
આમળા (ના) વળ.

સીપ (ના) છીપાણી.
નકશી (ના) કારીગરી.
કોહેલી (વિ) સળેલી.

**પાઠ ૬૭ મો.**

વર્ણન (ના) બ્યાન.
રમણિય (વિ) ખુશલાગે એવી, ખુશનુંમાં.
ગેંડી (ના)નાની ભેંસના જેવું જાનવર થાયછે.
પુણ્યશાળી(વિ)ધર્માત્મા.
પ્રખ્યાત (વિ) નામીચો.
બાગ(ના)મોટો બગીચો.
ધર્મશાળા= પરદેશીઓને ઉતરવાનો મુકામ.
માંડવી (ના) રવેશ.
મહારાજ(ના)મોટારાજા.
બેડોળ(વિ)ઘાટ વગરનું.
વેપારી(ના)રોજગાર કરનારા, રોજગારી.
બૂડાડે (ક્રિ) ડુબાવે.
તોપખાનું (ના)તોપો રાખવાનું ઠેકાણું.
સાહુકાર (ના)પૈસાવાળો આબરૂદાર ગ્રહસ્થ.

**પાઠ ૬૮ મો.**

ભદ્ર(ના) ભદ્રકાળી માતા ઉપરનું મકાન.
મોદીખાનું(ના)સીધું સામાન વેચવાની દુકાન.
ધીકાંટો(ના)જથાબંધ ઘી વેચવાનું ઠેકાણું.
તમામ (અ) બીલકુલ.
પૂર્વજો (ના) પિતૃ.
કાંપ (ના) છાવણી.
સાહેબલોક(ના)ગોરાલોક.
લશ્કર (ના)ફોજ, સેન્યા.
હવેલી (ના) ઊંચી બાંધણીનું ઘર.
સવારી (ના) સ્વારી, હાથી ઉપરનો વરઘોડો.

**પાઠ ૬૯ મો.**

અરૂણ (ના) સૂરજ.
ઝગઝગે (ક્રિ) તેજ કરે.
વ્હેલ (ના) એક જાતનું મોટું મચ્છ,જેનેલોકો મગરમચ્છ કેહેછે તે.
જળચર(વિ)પાણીમાં રેહેનારૂં જનાવર.
ચરબી (ના) જનાવરના ચામડાના પાતળા પડમાંથી જે ચીકણી વસ્તુ નીકળેછે તે.
વનસ્પતિ=લીલોતરી.
ગુજરાન (ના) ગુજારો.
નિર્મળ=ચોખ્ખું, સાફ
ગરમી(ના) તાપ.
પુષ્કળ (વિ) ઘણું.
શિખર=ટોચ,ઉપલોભાગ
જવલે (અ) કોઇવખત.
બોલી (ના) ભાષા.
લિપી (ના) ભાષા.
ગોરા (વિ) સફેદ,ઉજળા.
આછા (વિ) થોડા.
માંજરી(વિ)ભુરાડોળાની
ખ્રિસ્તી(વિ) ઇશુખ્રિસ્તને માનવું તે.

**પાઠ ૭૦ મો.**

પરોપકાર=પરકલ્યાણ.
અભણ=વગરભણેલા.
દરકાર (ના) પરવા,જરૂર.
રળવા (કૃ) પેદા કરવા.
બરદાશ (ના) બાલાસ.
જ્ઞાન=સમજણ, અક્કલ.
પાડોશ (ના)પાસેનું ઘર.
ધંધેલાગીશ(ક્રિ)રોજગારે વળગીશ.
દેવું (ના) કરજ, રૂણ.
સ્થાપન (ના) મંડાણ.
વખાણ (ના) તારીફ.

**પાઠ ૭૧ મો.**

સ્વધર્મી=પોતાનાધર્મનો.
ભુંડું (વિ) ખરાબ.
ભાંડે (ક્રિ) ખરાબ બોલે.
ખુલ્લું=ઉઘાડું, સાફ.
સદગુણી (વિ)સદાચરણ.
લાયક (વિ) ઘટારત.
આદમી (ના) માણસ.

પ્રિતી (ના) હેત, પ્યાર.
આજ્ઞા (ના) હુકમ, રજા
પ્રસન્ન (વિ) ખુશ, મગન.
વેરી (ના) દુશ્મન, શત્રુ.
કલ્યાણ(ના)સારૂં, રૂડું.
દેશી(વિ)વતની, પોતાના-
દેશનો.

**પાઠ ૭૨ મો.**

દ્રષ્ટાંત (ના) દાખલો.
કૌવચ=એક જાતના વ-
વળના પાંદડાંનું ઝાડ.
મોગરો (ના) એકજાતનું
ખુશબોદાર ફુલ.
વાવ્યાથી (કૃ) રોપ્યાથી.
બેટા (ના) દીકરા.
અગત્ય (વિ) જરૂર.
મારરૂપી=મારના રૂપનું.
મિઠાશ=ભલાઇ, નમ્રતા.
ભૂલવી (ક્રિ) વીસરવી.
અંતે(અ)છેલ્લે, આખરે.

**પાઠ ૭૩ મો.**

ભલુંભુંડું=સારૂં નઠારૂં.
આશ (ના) આશા.
વંદન=નમસ્કાર, નમવું.
નિંદક (વિ) ચુગલીખોર.
સાલસ (વિ) સારો, નમ્ર
પડછંદો=પડઘો.
માનવી (ના) માણસ.
કદાપિ (અ)કોઇ વખત.
લેશ (અ) જરા.
પ્યાર (ના) હેત, ચાહેના.
ખાર (ના) અદાવત, વેર.
દોષ (ના) ઠપકો.
ચઢાવીએ (ક્રિ) દઇએ.
શુણો (ક્રિ) સાંભળો.
નંદો (ક્રિ) બદબોઇ કરો.
ખધું (વિ) લુચ્ચું.
ગંદુ (વિ) ગોબા.
વદે ક્રિ) બોલે.
જન(ના)માણસ, સખશ.
તુર્ત (અ) તરત, ઝટ.
પડે (ક્રિ) થાય.

## ( કવિતાની સમજુતી ). (૭).

**લોકોમાં** પ્યાર મેળવનારા મોગરાનાં બી જેવા ( બી હોતા નથી ફુલ જેવા ) માણસના મીઠા બોલ તેમજ ખાર-મેળવનારા કૌવચના બી જેવા ( બી હોતા નથી ફાફડા જેવા ) કે જે જરા ડીલે લગાડીએ તો ખજવાળ આવે ને લાલ ચકામાં પડી રેહે તેવા કડવા બોલ કહીએ; મોગરાની કલમ કાપીને વાવી હોય તો તેમાંથી કૌવચ ન ઉગે તેમજ કૌવચ વાવી હોય તો તેમાંથી મોગરો ઉગશે એવી જરાએ આશા રાખવી નહીં ( એટલે કોઇનું ભુંડું કરીશું તો તે ભલું કરશે એવી આશા થોડી ); તે માટે એકવાર આપણે વિવેકથી વિચારી જુઓ. કે જેવા બી વાવીએ તેવાંજ ઝાડ ઊગેછે. લોકોની પ્રીતિ કે ખાર મેળવવો એનો ઇલાજ આપણા હાથમાં છે; તે માટે **દલપતરામ કવિ** કહેછે કે દુનિઆના લોકને તેટલા સારૂ ઠપકો ન દેવો. (૧)

**નમસ્કારનો** શબ્દ કહોને નમસ્કારનો શબ્દ સાંભળો ને જો તમે કદી

કોઇની નિંદા કરો તો તમે ચુગલીખોર કેહેવાઓ ; સભ્યતાનો શબ્દ કહીને સભ્યતાનો સાંભળો લુચ્ચો કહ્યાથી તે તમને લુચ્ચો કહે; ચોખ્ખો શબ્દ કહીને ચોખ્ખા શબ્દ સાંભળો ગોજો કહ્યાથી તે તમને પાછો ગોજો કેહે, માટે માણસો એક બીજામાં જેવા સામસામા શબ્દ બોલે તેવોજ તુરત તેનો પડઘો પડે, (એટલે ) સામો માણસ પણ તેવુંજ બોલે. (૨).

**પાઠ ૭૪ મો.**

લક્ષ (ના) ધ્યાન.
ઓલાદ (ના) વંશ, કૂળ
મિનારો=એક જાતની ગોળ ઉંચી પોહોળીછો થી બાંધેલી ઇમારત.
પક્કો(વિ)ખરો, સાબિત
નાનપણ (ના) બચપણ.
ઉછરેલો=મોટો થયલો.
અવસ્થા=હાલ, હવાલ.
ચેહેતો=ખમતો, સેહેતો.
હોશિઆરી (ના) ખબરદારી, ચાલાકી.
જોગ (ના)દાવ, તાલ.
દરજે=પદ્દીએ, જગે.
હુકુમ=સત્તા, હાકમી.
ખુબસુરત(વિ) રૂપવંત.
ગુળ(ના)કાસળ, નખોદ.
મહાકાળેશ્વર (ના) મોટી કાળકા માતા.
કુતુબ મિનાર (ના)કુતબુદીનનો મિનારો.

**પાઠ ૭૫ મો.**

દૃઢ (વિ) પક્કા, ખચિત્ત
બંડ (ના) હુલ્લડ, બળવો
બદચાલ=ખરાબચાલ.
બખેડો (ના) હુલ્લડ
અમલ (ના) સત્તા.
આધીન(ના)તાબે, વશ.
દમ (ના) હોંસ, રામ.
રામ (ના) દમ, જોર.
સ્ત્રી(ના)બઇરી, બાયડી.
રક્ષણ=સંભાળ, બાલાસ
બેગમ (ના) બાદશાહ કે નવાબની ધણિઆણી.
રાજ કાજ (ના) રાજનું કામ કાજ.
આડોઆંક(વિ)બેહદ.
ઇનસાફ (ના) ફેસલો.
અમીરો=મોટા માણસ.
સંકટ=દુઃખ આપદા.

**પાઠ ૭૬ મો.**

પુસ્તકો (ના) ચોપડીઓ
લખામણી (ના) લખાઇ
ફકીરી=ફકીરના જેવી.
ખોટ (ના) ચૂક, ભૂલ.
ફેરફાર(ના)સુધારો,બદલલવું તે.
અક્ષર (ના) હરફ, દસ્કત
મૂળથી (અ) પેહેલાંથી.
દુભાવાય (ક્રિ)દુખાવાય.
ફેરવ્યા (ક્રિ) બદલ્યા.
વજીર(ના)પ્રધાન,દીવાન.
એક (અ) સાથે, ભેગા.
ઠરાવ્યો(ક્રિ) મુકરર કર્યો
સત્તા (ના) અખત્યાર.
બૂમાટ(ના)પોકાર, સાર.
હોલવી (ક્રિ) મટાડી.

**પાઠ ૭૭ મો.**

એલચી (ના) વકીલ.
સન્માન=માન, આબરૂ.
વિસામો (ના) આરામ, વિશ્રામ.

ઈ.સ.પહેલાં (૨૬૩) પ્રીયદર્શી એવું નામ ધારણ કરી અશોકે (૪૦) વરસ મોટા જશથી રાજ કર્યું. આ મહાન રાજા અફગાનીસ્તાન અને આખો ભરતખંડ જીતી મહારાજાધિરાજ થયો. મહારાજા અશોકે બૌદ્ધનું માન બહુ વધાર્યું. જાહેર રીતે તેણે તે માર્ગ સ્વીકાર્યો, અને પોતાના અમલના (૧૭) માં વરસમાં તેણે રાજ્યનો સ્પષ્ટ આશ્રય આપ્યો. પ્રજા પાળવામાં ને દેશ સુધારવામાં અશોક બહુ વખણાયો છે. રસ્તા,ધર્મશાળા, તળાવ, કૂવા, દેરાં વગેરે લોકોપયોગી કામમાં બહુ નાણાં ખરચ્યાં. તિબેટ, બ્રહ્મદેશ, સ્યામ, ચીન, જાવા, સિંહલદ્વીપ વગેરે દેશોમાં બૌદ્ધધર્મનો ઉપદેશ કરવાને જતીઓને મોકલ્યા: તેથી એ પંથનો ત્યાં ભારે ફેલાવો થયો. એનો કાળ ઈ.સ.પહેલાં (૨૨૩) માં થયા કેડે, એના ત્રણકુંવરોએ રાજ્યના ત્રણ હિસ્સા કરી લીધા ને ઇ. સ. પહેલાં (૧૯૫) સૂધીમાં એના વંશમાં સાત રાજા થયા. ત્યાર પછી મગધનું રાજ્ય બીજા કુળને હાથ ગયું.

ઇ. સ. પહેલાં (૧૯૫) માં મગધ દેશમાં મૌર્યવંશની પછી સંગા કુળના રાજા થયા તેમણે ઈ. સ. પહેલાં(૮૬)સૂધી એટલે(૧૦૯) વરસ અમલ કર્યો.

ઈ-સ-પહેલાં (૮૬ થી) મગધ દેશમાં સંગા કુળના રાજા પછી કન્વા વંશે ઈ.સ.(૩૧) લગી રાજ્ય કર્યું. એ સમયમાં હિંદુસ્તાનના બીજા પ્રાંતો એ રાજથી સ્વતંત્ર થઈ ગયા હતા. એ સ્વતંત્ર રાજ્યોની સહાયથી બ્રાહ્મણો એ બૌદ્ધ મતને ખંડન કર્યો.

ઈ.સ.પહેલાં (૫૭ થી ઇ.સ. ૪૩૬)કન્વાની કેડે અગ્નિ કુળની આંધ્રનામે મોટી શાખાને હાથ ભરતખંડનો ઘણો ભાગ આવ્યો. મગધ, માળવા, વરંગુળાદિ ઘણા દેશોમાં તેમનું રાજ્ય થયું. ઈ.સ.(૪૩૬) સૂધી તેમનાં રાજ્યો આબાદીએ હતાં. ને કેટલાક મુસલમાની વખતની શરૂઆત સુધી ટકી રહ્યાં.

આંધ્ર રજપૂતોની પરમાર શાખા વધારે બળવાન થઈ. એનું રાજ્ય માળવામાં હતું. બહુ કીર્ત્તિ પામેલો ઉજ્જણનો વિક્રમરાજા (વિક્રમાદત્ય) પરમાર હતો. એ રાજા ઈસ્વી સન પહેલાં (૫૬-૫૭) માં ગાદીએ બેઠો. વિક્રમસંવત એ વરસથી ચાલ્યો. એ મોટો પ્રતાપી રાજા હતો. શક નામે તુરાની જાતના બળવાન લડવૈયા લોક ભરતખંડના પશ્ચિમ દેશો તાબે કરી પ્રજાને દમતા હતા, તેઓને હરાવી એ મહાન રાજા

એ કાઢી મૂક્યા ને આખા ભરતખંડનો મહારાજાધિરાજ થયો. વિક્રમ પછી માળવામાં ઘણા રાજા થયા, તેઓમાં **ભોજ** ઘણો પ્રખ્યાત છે. **સોલંકી**વંશના પહેલાં **ભીમ**ના વખતમાં એ ધારાનગરીમાં રાજ કરતો હતો. **ભીમ** અને **ભોજ** વચ્ચે અણુબનાવ હતો. ભોજરાજાએ વિદ્યાને બહુ ઉત્તેજન દઈ પોતાનું નામ અમર કર્યું. એના પૌત્ર યશોવરમાનને આપણા પ્રતાપી મહારાજા સિધરાજે જીતી **માળવા**ને ખંડિયું રાજ કર્યું હતું. ત્યારપછી કેટલેક વરસે તે દેશ પાછો સ્વતંત્ર થયો. ઈ. સ. (૧૨૩૧) માં મુસલમાન પાદશાહે દેશ વશ કર્યો. ત્યાંસુધી એ કુળના રાજા **માળવા**માં રાજ કરતા હતા.

**ગોદા**રીને કાંઠે પૈઠણ નગરમાં ઇ. સ. (૭૭) માં **શાલિવાહન** નામે મોટો રાજા થયો. એ **શાલિવાહ**નો શક દક્ષિણમાં હજી ચાલેછે, ને આપણા જોશીઓ પણ પચાંગ, જન્મોત્રી, વગેરેમાં લખેછે. એ શૂદ્રરાજા કુંભારનો છોકરો હતો, પણ બ્રાહ્મણોને તેણે બૌધ્ધના જુલમથી છોડાવ્યા માટે બ્રાહ્મણોએ તેની કીર્ત્તિ ઘણી ફેલાવી ને તેનો શક ચલાવ્યો.

ગુપ્તવંશની **રાઠોડ** શાખાને હાથ કનોજનું રાજ્ય ઈ. સ. (૪૭૦) માં આવ્યું. મુસલમાન આવ્યા ત્યારે રાઠોડ રાજાને હાથ એ દેશ હતો. ઈ. સ. (૧૧૯૩) માં મુસલમાનથી હારી તેઓ **મારવાડ**માં જઈ વસ્યા. **જોધપુર**નું રાજ્ય તેમણે સ્થાપ્યું, તે હજી ચાલેછે.

હજરત **મહમદ** ઈ. સ. (૫૭૦) માં **મક્કા**માં જન્મ્યો. તેણે મુસલમાન ધર્મ સ્થાપ્યો. હજરત **મહમદે મક્કા**માં ઉપદેશ કરી પોતાનું મત ચલાવવા માંડ્યું. તેવારે ઘણા આદમીએ ગુસ્સો કરી તેની હત્યા કરવાનો વિચાર કર્યો. એવાત જાણી પેગમ્બર ત્યાંથી ઈ. સ. (૬૨૨) માં નાશીને **મદીને** ગયો. એ વખતથી મુસલમાની સનેનો આરંભ થયો. એ હજરત **મહમદ** ઈ. સ. (૬૩૨) માં મરણ પામ્યો. એની કબર **મદીના**માં છે.

ઈ. સ. (૬૪૭)**મહમદ**ના મરણ પછી (૧૫) વરસે **ઓસમાન** નાના એક આરબે **થાણા** અને **મુંબઈ**ના કિનારા ઉપર એક દરિઆઈ કાફલો લૂટ મેળવવા માટે મોકલ્યો,પરંતુ તેમાં તેનું કાંઈ વળ્યું નહિં.

ઈ. સ. (૬૯૬) **ચાવડા**વંશના રજપૂત **જયશિખર** નામે રાજા પંચાસરમાં રાજ કરતો હતો. એના ઉપર કનોજ દેશના કલ્યાણી નગરના

સોલંકી વંશના ભુવડ રાજાએ સ્વારી કરી. તેમાં જયશિખર હાર્યો. અને પંચાસર ભુવડને હાથ ગયું.

બસરાના સૂબાએ ઈ. સ. (૭૧૨) માં પોતાના સરદાર મહમુદ કાશીમને લસ્કર આપી સિંધ ઉપર હુમલો કરવાને મોકલ્યો. આ સમયે ત્યાં દાહીર નામે રજપૂત રાજા રાજ કરતો હતો. તેઓ વચ્ચે ભારે યુદ્ધ થયું. તેમાં દાહીર માર્યો ગયો, ને કાશીમે તેની રાજધાની દેવળ નગર (કરાંચી)ને લૂટી તેની વસ્તીનો નાશ કર્યો.

જયશિખરની રાણી રૂપસુંદરીને ઈ. સ. (૬૯૬) સંવત (૭૫૨) વૈશાખી પૂનમને દિવસે પુત્ર થયો. રાજપુત્રનો જન્મ વનમાં થયો, માટે તેનું નામ વનરાજ પાડ્યું. એણે સરસ્વતીને તીરે નવું શહેર બાંધી ત્યાં પોતાની રાજધાની કરી. ઈ. સ. (૭૪૬) સંવત (૮૦૨) મહાવદ (૭) ને વાર શની. અણહિલ્લપૂર વસાવ્યા પછી સદગુણી રાજા વનરાજે (૬૦) વરસ રાજ કર્યું. (૧૧૦) વરસની ઉમરે ઈ. સ. (૮૦૬) માં તેનો કાળ થયો.

મુસલમાન ધર્મી રાજા હૂમલા કરવા લાગ્યા તેવારે અને તે પહેલાં કેટલાંક સૈકામાં નર્મદાની ઉત્તરે હિમાલય સુધી છ મોટાં રાજ્યો હતાં. એ છ રાજ્યોનાં નામ—(૧) પંજાબનું રાજ્ય, (૨) દિલ્હીનું રાજ્ય, (૩) કનોજનું રાજ્ય, (૪) બંગાળાનું રાજ્ય, (૫) મેવાડનું રાજ્ય, (૬) ગુજરાતનું રાજ્ય.

તાતાર દેશની એક જાત જેને સેમેનીસ કહેતા હતા, તેઓ ખોરાસાનમાં રાજ ચલાવતા હતા. તેની રાજગાદી બુખારામાં હતી. આ વંશના પાંચમા રાજા અબદુલમુલકને અલપ્તગીન નામે તુર્કી ગુલામ હતો. એણે અફગાનિસ્તાનમાં કાબુલથી (૮૦) મૈલ દૂર ગીજની શહેરમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. (૧૪) વર્ષ રાજ કરી ઈ. સ. (૯૭૫) માં મરણ પામ્યો. એની પાછળ એનો પુત્ર ઇસાક ગાદીએ બેઠો, તેણે એક વરસ રાજ્ય કર્યું. એની પછી અલપ્તગીનનો ગુલામ ને જમાઈ સબક્તગીન તેના રાજ્યનો ધણી થયો. તેણે બલુચિસ્તાન, એશિઆઇ તુર્કસ્તાન વગેરે મુલકો જીતી રાજ્યનો વધારો કર્યો. એ સમયે પંજાબમાં જયપાળ નામે *અશ્વનંદી વંશનો રાજા રાજ કરતો

* એક તરફ ઘોડો ને બીજી તરફ આંખલો એવી જાતના સિક્કા ચલાવ્યા ત્યારથી એ અશ્વનંદી કહેવાયો.

હતો, તેનું મુખ્ય શહેર લાહોર હતું. ગીજનવી સુલતાન સબક્તગીનની ફોજ લૂટફાટ કરતી પેશાવર સુધી આવી. (સને ૯૭૭) તેને અટકાવવાને જયપાળ રાજા સેના લઇ સામો લડવા ગયો. સબક્તગીન અને તેની વચ્ચે શખ્ત યુદ્ધ ચાલતું હતું, તેવામાં બહુ ભારે વાવાઝોડું થયું. તેને લીધે રજપૂત સેના ઘણી કમજોર થઇ તેનો લાભ લઇ સુલતાને હિંદુરાજાનો પાછા જવાનો માર્ગ રોક્યો. (૫૦) હાથી આપ્યા. અને છૂટકારાને સારૂ દંડના દશ લાખ દર્હાંમ (અઢીલાખ રૂપીઆ) પાછળથી મોકલવાનું વચન દેવાથી સબક્તગીને રાજાને પાછો જવા દીધો. દંડના રૂપીઆ આપેથી નામોશી લાગશે માટે ન આપ્યા, અને જે માગનારા આવ્યા હતા તેમને બંધીખાને ઘાલ્યા. અંતે સબક્તગીને એ દંડ વસુલ કરવાને મ્હોટી સેના લઇ પહાડોની વાટે ચડી આવ્યો. પંજાબપતિએ દિલ્હી, અજમેર, કલીંજર, અને કનોજના રાજાને પોતાની કુમકે બોલાવ્યા. મોટી લડાઇ થઇ તેમાં રજપૂતસેના હારી, સુલતાન લૂટથીજ રાજી થઇ પાછો ગયો.

સબક્તગીન ઈ.સ .(૯૯૭) માં મરણ પામ્યો. એની પાછળ એનો છોકરો મહમદ (૩૦) વરસની વયે ગાદીએ બેઠો. એ ગીજની વંશનો પહેલો બાદશાહ સુલતાન મહમદ ઇ-સ-(૯૬૭) માં જન્મ્યો હતો.

એ શૂરા સુલતાને (૩૩) વરસ રાજ્ય કર્યું. બાપના મરણ પછી સુલતાન થયો. તેવારે હિંદુસ્તાનની લક્ષ્મી લૂટવાના લોભથી તથા હિંદુઓની મૂર્ત્તિઓ ભાગવાના તથા તેમને મુસલમાન કરવાના પુણ્યથી તે અને એના સિપાઇઓ ઉસકેરાયા, ને તેથી હિંદુરાજા પ્રજાના ભોગ મળ્યા. મહમુદે ઘણીક સ્વારીઓ કરી બહુ હાનિ કરી. બેશુમાર ધન લઈ ગયો, લાખો આદમીને પકડીને વટાળ્યાં ને વેચ્યાં; તથા લાખો માણસ માર્યાં ગયાં.

મહમુદે પહેલી સ્વારી ઈ. સ. (૧૦૦૧) માં કરી. (૧૦૦૦૦) વીણી કાઢેલા સ્વારો લઈ પેસાવર આગળ જયપાળને હરાવી પકડયો ને ખંડણી કબુલ કરાવી છોડી દીધો. રાજા આ વેળા ઘરડો થયો હતો; તેનાથી આ અપમાન સહન થયું નહિ કારણ કે એ રાજાને આગળ સબક્તગીને હરાવ્યો હતો અને આવખતે મહમુદે હરાવ્યો, તેથી પોતાની આબરૂ ધૂળ

મળી ગઇ. એમ સમજી ટીલાટ આનંદપાળને રાજ્યાસને બેસાડી પંડે બળી મુએો.

**મહમુદની બીજી સ્વારી.** મુલતાનની દક્ષિણે વિજ્યરાય કરીને ભાટીયાના રાજાએ ખંડણી અટકાવી માટે મહમુદ વળી સને (૧૦૦૪) માં આવ્યો. લડાઇ થઇ તેમાં રજપૂતોએ બહુ બહાદુરીથી વહી સાંજ સુધી હલ્લા પાછા વાળ્યા, વિજયરાયે ઘણા શૂરથી પોતાનો બચાવ કર્યો. આખરે મહમુદે છેલ્લા હલ્લામાં રજપૂતોને પાછા હઠાવ્યાને તેનો મુલક જીતી લીધો.

**મહમુદની ત્રીજી સ્વારી.** ઈ. સ. (૧૦૦૫). આ સ્વારીમાં એણે મુલતાનના સરદાર અબદુલ ફાટલોદીન સામે કરી તેને હરાવ્યો.

**મહમુદની ચોથી સ્વારી** ઈ. સ. (૧૦૦૯). આ ચઢાઈ મહમદે લાહોરના રાજા જયપાળના છોકરા અનંગપાળ સામે કરી. એવેળા હિંદુસ્તાનના બીજા રાજા એની મદદે આવ્યા હતા. અટકથી કેટલાક ગાઉ ઉપર વૈહિંદગઢ આગળ સંગ્રામ થયો. તેમાં મુસલમાનો બહુ હણાયા પણ છેલ્લે જીત્યા. ત્યાંથી મહમુદ નગરકોટ ગયો. ત્યાં મોટા મોટા રાજાઓના ભંડારમાં ન હોય એટલી દોલત હતી. તેમાંથી તેને (૨૦૦) મણ સોનું, (૨૦૦૦) મણ રૂપું, અને (૨૦) મણ ઝવેર મળ્યું, ને રોકડાં નાણાંનો તો કાંઇ શુમારજ નહિ. એ બધું લઇને તે પાછો ગીજની ગયો.

**મહમુદની પાંચમી સ્વારી** ઇ. સ. (૧૦૧૦). આ સ્વારીમાં એણે મુલતાન જીતી લીધું, અને ત્યાંના સરદાર અબદુલ ફાટલોદીનને કેદ કીધો.

**મહમુદની છઠ્ઠી સ્વારી.** આ સ્વારીમાં જમનાં અને સરસ્વતિ વચ્ચેના પ્રદેશમાં થાણેશ્વરનું મોટું ધામ હતું. તે લુટવા ઈ. સ. (૧૦૧૧)માં આવ્યો. એ સ્વારીમાં પણ તેને સોનું, રૂપું ને ઝવેર મસ મળ્યાં, ને બે લાખ કેદી પકડાયા. તે લઇને મહમુદ ગીજની ગયો. જેમ વધારે મળવા લાગ્યું તેમ લોભ વધતો ગયો."

**મહમુદ ની સાતમીને આઠમી સ્વારી** ઇ. સ. (૧૦૧૪-૧૫). મહમુદે કાસ્મીર પર બેવાર સ્વારી કીધી, પણ બંન્ને વખત માર ખાઇ પાછું હઠવું પડયું. એ પરાજ્યથી મહમુદ હિંમત હાર્યો નહિ.

**મહમુદની નવમી સ્વારી.** સને (૧૦૧૯) માં તે (૧૦૦૦૦૦) ઘોડેસ્વાર તથા (૨૦૦૦૦) પાયદળ એવી મોટી સેના લઈ કનોજ ઉપર

ચઢ્યો. ત્યાંનો મહારાજ વઢ્યાવિના સરણે ગયો. તેનીપાસેથી ધન લીધું, પણ તેની પ્રજાને પીડી નહીં. અહીંથી ઉપડી સુલતાન **મીરત** ગયો. ત્યાંનો રાજા પણ તાબે થયો. અહીંથી **મથુરા**માં આવ્યો. ભાવિક વૈષ્ણવોએ ઘણાં નાણાં ખરચી મોટાં શોભાયમાન મંદિરો બંધાવ્યાં હતાં ને તેઓમાં સોના રૂપાની કૃષ્ણાદિ દેવોની મૂર્ત્તિઓ બેસાડી હતી. એ મૂર્ત્તિઓને હીરા વગેરે રત્નો જડેલાં હતાં ને શણગાર પણ લાખો રૂપીઆનો કરાવ્યો હતો. એ સર્વ **મહમુદે** લૂટી લીધું, ને કેટલાંક મંદિરોને પાડી નાંખ્યાં, કેટલાંકની સુંદરતા જોઈ આશ્ચર્ય પામી તેઓને રહેવા દીધાં. એદેખી તેને રૂપાળી ઇમારતો બંધાવવાનો શોક થયો. **મથુરા** નગરને (૨૦) દિવસ લૂટાવ્યું ને હજારો માણસને પકડી ગુલામ કર્યા. પાછા-જતાં જે રાજા સામા થયા તેમને જીતીને **ગીજની** ગયો. એ ધનલોભી મહમુદે પકડાએલા ગુલામોમાંથી (૫૩૦૦૦) ને બબે રૂપીએ વેચ્યા.

**મહમુદ**ની દશમીને અગીયારમી સ્વારી. કનોજનો રાજા લડ્યાવિના **મહમુદ**ને વશ થયો માટે કલીંજરના રાજાએ તેના ઉપર સ્વારી કરી તેને માર્યો. એ સાંભળી સને (૧૦૨૨) માં **મહમુદે** કલીંજરના રાજ્ય ઉપર ચઢાઇ કરી. એ વેળા **લાહોર**ની ગાદીએ **આનંદપાળ**નો કુંવર બીજો **જયપાળ** હતો તેણે કલીંજરને મદદ કરી. માટે તેનું રાજ્ય લઇ **મહમુદે** ખાલસા કર્યું. **કાસ્મીર** જીતવાનો બીજો પ્રયત્ન અફળ ગયા પછી કલીંજર અને **ગ્વાલીયર**ના રાજાઓને જીતવાને સુલતાન ઇ. સ. (૧૦૨૩) માં પાછો આવ્યો તેવારે તેઓએ તેને ધન આપી સંતોષ્યા. પછી ગુજરાત પર ધાડ આવી.

**અણહિલ્લપુર** વસાવ્યા પછી **વનરાજે** (૬૦) વરસ રાજ્ય કર્યું. ઇ. સ. (૮૦૬) માં (૧૧૦) વરસની ઉમરે તેનો કાળ થયો તે પછી તેની ગાદીએ તેના વંશમાં (૧) યોગરાજ,*(૨) ખેમરાજ (૩) **ભૂવડ** (૪) **વિરસિંહ** (૫) **રત્નાદિત્ય** તથા (૬) **સામતસિંહ**. **વનરાજ**ના નરવંશમાં એ **સામતસિંહ**. છેલ્લો રાજા થયો. એની પછી વનરાજના કુળની કન્યાના વંશમાં ગાદી ગઇ. કનોજના રાજા ભુવનાદિત્યનો **રાજ**નામે કુંવર **સામતસિંહ**ની બેનલીલા દેવીવેરે પરણ્યો હતો. એના પુત્ર **મુળરાજે** પોતાના મામાને ઇ. સ. (૯૪૨) માં મારીનાંખ્યો ને

પોતે રાજ્યાસનપર બેઠો. ત્યારથી ચાવડાવંશની ગાદી સોલંકી વંશમાં ગઇ.

**મુળરાજ** સોલંકી ( ૫૫ ) વરસ રાજ કરી ઈ. સ. ( ૯૯૭ ) માં મરણ પામ્યો. એની પછી તેની ગાદીએ ( ૧ ) **ચામુંડ**, ( ૨ ) **વ**-લ્લભસેન, ( ૩ ) **દુ**લ્લભસેન તથા ( ૪ ) **ભી**મદેવ પહેલો ઇ. સ. ( ૧૦૨૨ ) માં ગાદીએ બેઠો. એની કારકીર્દીમાં સને ( ૧૦૨૪ ) માં ગીજનીના પ્રખ્યાત સુલતાન **મહમૂદે** ગુજરાત પર સ્વારી કરી

**મહમૂદની બારમી સ્વારી.** **મહમૂદ મુલતાન**પર થઇને મોટા રણની વાટે **અણહિલ્લપુર** આવ્યો. ઇ. સ. ( ૧૦૨૪ ) માં રાજ્યધાની છોડી રાજા **ભીમ** જતો રહ્યો. સુલતાન ત્યાંથી **સોમ**નાથ ભણી ગયો. પોતાની ફોજ લઇ **ભીમ** તેની પૂઠે પડયો. **સોમે**શ્વરના દહેરાની આસપાસ જબરો કોટ હતો, તેમાં આજુબાજુઓના ઠાકોરોએ ભરાઇ દેવલનો બચાવ કર્યો. તેમણે ત્રણદિવસ લગી મુસલમાનોના છાપા પાછા વાળ્યા. ચોથે દહાડે ગુર્જરરાજાએ આવી ભારે જુદ્ધ મચાવ્યું, ને કેટલોક જય મેળવ્યો, પણ અંતે મુસલમાન જીત્યા. **મહમૂદે** દહેરામાં પેશી શિવલિંગને તોડયું ને દેરૂ લૂટી પાછો **અણહિલ્લવાડ**માં આવ્યો. અહીં થોડો વખત રહી રાજ્યના બંદોબસ્ત માટે કોઇ પાદશાહી કુટુંબનો સૂબો ઠરાવી **ગીજ**ની જવા નીકળ્યો. **અજમેર**નો રાજા તથા **ભીમ** મોટા લસ્કર સહિત રસ્તો રોકી બેઠાછે તે સાંભળીને તેની સામે ન થતાં **મહમૂદ સિંધુ**ની પૂર્વના રેતીના મેદાનને માર્ગે ગયો. એ મેદાનમાં પાણીની તંગાશને લીધે તેનાં હજારો માણુસ મરી ગયાં. બાપડા હિંદુઓને મારી નાંખવા જેઓ હોંસેહોંસે આવ્યા હતા તેઓ ખરે બપોરે પાણીવિના તરફડી તરફડીને મૂઆ. આખરે ઘણી મુસ્કેલીથી **મહમૂદ ગીજ**ની જઇ પહોંચ્યો. તેની મોટી સ્વારીઓમાં આ છેલ્લી હતી. **ભી**મદેવે આવી પોતાનું રાજ્ય પાછું લીધું.

**મહમૂદ** વિદ્યા, હુનર, ને ખેતી વાડીને ઉત્તેજન આપતો. એણે એક મદ્રેસા સ્થાપી હતી, એના વખતમાં શાહા નામાનો બનાવનાર ફીરદુસી વગેરે બીજા વિદ્વાનો થઇ ગયા. એને "**આઇકાનોકલેસ્ટ**" એટલે મૂર્તિનો તોડનાર કહેછે. એણે એક મસીદ બંધાવી હતી. જેને "**સીલેસચિઅલ બ્રાઇડ**" કહેતા. વગર અપરાધે લાખો માણુસની હત્યા કરીને **હિંદુ**સ્તાનની ઘણી લક્ષ્મી જોર જુલમથી લૂટી મોટા ખજાના ભરી રાખ્યા

હતા; તે જોઇ તેને ઘણુંજ રડવું આવ્યું. એમ શોક કરતો મરણ પામ્યો તારીખ (૨૯) મી એપ્રીલ સને (૧૦૩૦). એ સમયે તેની ઉમ્મર (૬૩) વરસની હતી. આ સુલતાનને તેના સ્વદેશી અને સ્વધર્મી ઇતીહાસ કર્તા વખાણે તેમાં નવાઇ નથી. ન્યાય અન્યાયનો વિચાર કર્યા વિના લોક વિજયી રાજાને સારો ગણેછે. પણ વાસ્તવિક જોતા મહમૂદ જેવા કેર કરનારા રાજા મોટા પીડક અને પાપી છે. એના બે છોકરા મહમદ અને મસુદ વચ્ચે કુસંપ થયો. મસુદે પોતાના ભાઇને આંધળો કર્યો અને પછી રાજ્ય કરવા લાગ્યો. એની પછી ગીજનીની ગાદીએ તેના વંશજો આવ્યા તેઓ માંહોમાંહે વઢી નાશ પામ્યા.

ગીજનીનું રાજ્ય નબળું પડયું તેવામાં ગીજની અને હેરાતની વચ્ચે આવેલા ઘોર નામે ડુંગરી મૂલકનું રાજ્ય જોરાવર થયું. ગીજનીની ગાદીએ ઇ.સ. (૧૧૧૫) માં છેલ્લો રાજા બેહેરામ હતો. એણે પોતાની છોકરી ઘોર વંશના એક રાજાને પરણાવી હતી. તેમની વચ્ચે કંઇ ભાંજગડ ઉઠવાથી બેહેરામે પોતાના જમાઇને મારી નાંખ્યો. આથી મરનારના ભાઇ અલ્લાઉદ્દીન ઘોરીએ એના રાજ્ય ઉપર મોહોટી સેના લઇ ચઢાઇ કરી. ગીજની શેહેર જીતી સાત દહાડા સૂધી લૂટાવ્યું, ને બાળી નાંખ્યું ઇ.સ. (૧૧૫૨). મહમૂદે જેવી અવદશા મથુરાં વગેરે હિંદુ નગરોની કરી હતી તેવી તેના શેહેરની ઘોરી સુલતાને કરી. (અલ્લાઉદ્દીનને હમેંશા "જહાંસોજ" એટલે દુનીયાં બાળનારો કહેછે.) બેહેરામ હિંદુસ્તાન તરફ નાઠો પણ માર્ગમાંજ મરણ પામ્યો. તેની પાછળ તેના છોકરા ખુશરૂએ લાહોરમાં સાત વરસ રાજ્ય કર્યું ને ઇ.સ. (૧૧૬૦) માં મરણ પામ્યો. તેવારે એનો પૂત્ર ખુશરૂ મલેક ગાદીએ બેઠો. એ સબક્તગીનની ઓલાદનો છેલ્લો રાજા થઇ ગયો. એનો અમલ ઘોરી વંશવાળાએ તોડી પાડયો. એ રીતે ગીજની વંશનો છેડો આવ્યો.

"જહાંસોજ" અલ્લાઉદ્દીન ઘોરી ફકત ચાર વરસ રાજ્ય કરીને ઇ.સ. (૧૧૫૬) માં મરણ પામ્યો. એની પાછળ એનો છોકરો સૈફુદ્દીન ગાદીએ બેઠો. તે ગુઝ નામના તાતાર લોકો સાથે લડતા મરાયો. તેણે એકજ વરસ રાજ કર્યું. ત્યાર પછી અલ્લાઉદ્દીનનો ભત્રિજો ગ્યાસુદ્દીન ઇ.સ.(૧૧૫૭)

માં તખ્ત પર બેઠો. એને **શાહબુદ્દીન** નામે એક ભાઇ હતો, તેના ઉપર એની મમતા ઘણીજ હતી, તેથી એણે તેને પોતાના જેટલોજ અધિકાર આપ્યો. શાહાબુદ્દીન લડાઇનું કામ ચલાવતો ને **ગ્યાસુદ્દીન** મૂલકનો બંદોબસ્ત રાખતો. **શાહબુદ્દીન** અથવા **મહમૂદ** ઘોરીએ **હિંદુસ્તાન** પર ઇ-સ. (૧૧૭૬ થી ૧૨૦૬) સૂધી બધી મળીને નવ સ્વારી કરી.

પ્રથમ ઇ-સ-(૧૧૭૬) માં **શાહબુદ્દીન** અથવા **મહમૂદ** ઘોરીએ જ્યાં પંજાબમાંની નદીઓનો સિંધુ નદીની સાથે સંગમ થાયછે તે ઠેકાણે ઉક અથવા ઉચ નામે શેહેર છે. તેના ઉપર સ્વારી કરી તે લીધું; પછી બે વરસે ગૂજરાત પર સ્વારી કરી.

**શાહબુદ્દીન** અથવા **મહમદ** ઘોરી **હિંદુસ્તાન** પર ચઢાઇ કરવા લાગ્યો એ સમયે અને તેની પેહેલાં **હિંદુસ્તાન**માં ચાર મોટાં રાજ્ય હતાં. તેમનાં નામ દિલ્હીમાં તુંવાર જાતના રજપૂત રાજાનું રાજ્ય, અજમેરમાં **ચોહાણનું** રાજ્ય, કનોજમાં **રાઠોડ** રાજાનું રાજ્ય, અને ગૂજરાતમાં **મૂળરાજ**ના વંશનું રાજ્ય.

**મૂળરાજ**ના વંશમાં ઇ. સ. (૧૧૭૭) માં **મૂળરાજ** બીજો **બાળ**-મૂળરાજ ગાદીએ બેઠો. એ બાળક હોવાથી તેની મા **નાયકાદેવી**એ રાજ્ય કારભાર ચલાવ્યો. એના સમયમાં અફ્ગાનિસ્તાનથી **મહમૂદ શાહબુદ્દીન** ઘોરી ઇ. સ. (૧૧૭૮) માં ગૂજરાત પર ચઢી આવ્યો તેની સામે **બાળરાજા**ના બહાદુર કાકા **ભીમે** લડાઇ કરી. **બાળરાજાને** ખોળામાં લઇ રાજમાતા ડુંગરીપર બેઠી સંગ્રામ જોતી હતી, અને સિપાઇઓને હિંમત આપતી હતી. લડાઇમાં **શાહબુદ્દીન**નાં ઘણાં માણસ માર્યાં ગયાં, ને તે હારીને રેતીના મેદાનને રસ્તે નાશી ગયો. ત્યાં જેમ **મહમૂદ**ના લશ્કરનો ઘાણ વળ્યો હતો તેમજ એના લશ્કરનો પણ વળ્યો.

બેહેરામના દીકરાનો દીકરો ખુશરૂ મલેક પંજાબમાં રાજ કરતો હતો. એનું મુખ્ય શેહેર **લાહોર** હતું. એના ઉપર **શાહબુદ્દીન** ઘોરીએ ત્રણ સ્વારી કરી. તેમાં પેહેલી લડાઇમાં બંને સેનામાં ઘણાં માણસ માર્યા ગયાં. અને ખુશરૂમલેકના છોકરાને બળાત્કારે પકડી લીધો. ઇ. સ. (૧૧૭૮) ત્યાંથી સિંધ ગયો, તે પ્રાંત સમુદ્ર કિનારા સૂધી લૂટયો. એણે ખુશરૂમલેક સાથે ફરી લડાઇ ચલાવી. ખુશરૂમલેકે ભારે પરાક્રમ

કરીને શાહબુદીનનો એક અતિશય મજબૂત કિલ્લો લીધો. ઇ. સ. (૧૧૭૯) એવું જોઇને શાહબુદીને કપટે શત્રુને તોડી પાડવાની યુક્તિ કરી. ખુશરૂ મલેક સાથે સલાહ કરવાની ઇન્તેજારી બતાવી ને તેના પુત્રને છોડી દેવાનું કબૂલ કર્યું. આ કપટને લીધે ખુશરૂ જોઇએ તેવી તૈયારી કરી શક્યો નહીં. એવામાં શાહબુદીને વીણી કાઢેલા ઘોડેસ્વારોની મોટી ફોજ લઇને એકદમ ચઢાઇ કરી. તેને બિચારાને કુટુંબ સહિત કેદ કર્યો, ને લાહોર શેહેર ખાલસા કર્યું. ઇ. સ. (૧૧૮૬.)

શાહબુદ્દીન અથવા મહમદ ઘોરીએ ઇ.સ. (૧૧૯૧) માં હિંદુસ્તાન ઉપર સ્વારી કરી. અજમેરના ચોહાણ રાજા સોમેશ્વરનો શૂરો કુંવર પૃથુરાજ તેની સામે લડવા ગયો. એ લડાઇમાં સ્થાણેશ્વર આગળ પૃથુરાજે પૂર્ણ જય મેળવ્યો. ઘોરી શાહ શખ્ત જખમી થઇ જીવ લઇ નાઠો. તેની વિખરાએલી ફોજની પાછળ (૪૦) મૈલ સુધી રજપૂત સ્વારો પડયા. એ ભંગાણ પામેલી સેના લોહોરમાં એકઠી થઇ. ઘાયલ પાદશાહને ઘણી મેહેનતથી સહીસલામત અહીં લાવ્યા; એ રીતે તેને હારીને ગીજની જવું પડયું.

એ હારથી આપણું અપમાન થયું એવો વિચાર શાહબુદ્દીનના મનમાંથી જાય નહિ, તેથી તેને નિરાંતે ઊંઘ પણ આવે નહિં. આખર તેને ખુન્નસ ભરાઈ આવી, ને તે પાછો લડાઇની તૈયારી કરવા લાગ્યો. જો તે વેળા આ દેશમાં રજપૂતોમાં કુટુંબ કલહ નહોત તો તેના જીવતા સુધી મુસલમાનો તેના રાજ્યના ધણી થવા પામત નહિ. દિલ્હીના તુંવાર રાજાને કુંવર નહોતો, બે કુંવરીઓ હતી. એમાંની એક તેણે અજમેરના સોમેશ્વરને દીધી હતી, ને બીજીને કનોજના રાઠોડ રાજા સાથે પરણાવી હતી. એમાંની અજમેર વાળીનો કુંવર પૃથુરાજ. ને કનોજ વાળીનો કુંવર જયચંદ, એ બેની વચ્ચે દિલ્હીના રાજવિષે વાંધો હતો. રાજ્યના ભાગ ન પાડતાં દિલ્હીના રાજાએ પૃથુરાજ એકલાને ગાદી આપી. એ કનોજના જયચંદને પાલવ્યું નહિં. દિલ્હી અને અજમેર ઉપર રાજ કરનારા ચોહાણ રાજાએ પૃથ્વીરાજ કે સાર્વભૌમ રાજા એ મોટું નામ ધારણ કર્યું હતું. કનોજનો રાઠોડ રાજા, પ્રાચીન અશ્વમેધની ઢબે મહોત્સવ કરી, પોતાનું ચક્રવર્તિપણું

પ્રસિદ્ધ કરવા તત્પર થયો હતો એવે પ્રસંગે હલકા નોકરનાં કામ મંડળીક રાજા રાણાને કરવાં પડેછે; અને એ માટે હિંદુસ્તાનના બીજા મહીપતિઓની હારે દિલ્હીના રાજાને હાજર થઇ દરવાનનું કામ બજાવવાનો હૂકમ થયો હતો. એ ઓચ્છવને પ્રસંગે કનોજના રાજાની કન્યા સ્વયંવર કરવાની હતી. એ કન્યાપર દિલ્હી પતિનો પ્રેમ હતો, પણ બીજાને બારણે દ્વારપાળ થઇને ઉભા રહેવું તેનાથી સંખાયું નહિ. તે આવ્યો નહિ ત્યારે તેને ઠામે તેનો ચાડીઓ બનાવી બારણે ઉભો કર્યો. સ્વયંવર કરવાને કુંવરીએ માંડવામાં આવી શાંતપણે ચોમેર બેઠેલા ભૂપતિઓને જોયા, પછી ગંભીરપણે તેમની કનેથી ચાલી જઇ બારણે ઉભેલા બેડોળ બાવલાના ગળામાં વરમાળા આરોપી તત્કાળ દિલ્હીપતિ ધશી આવ્યો, અને કન્યાને પોતાની જોડે ઘોડા ઉપર બેસાડી પોતાની ઉત્તર તરફના પાટનગર ભણી લઇ ગયો અપમાન પામેલો પિતા પોતાના સૈન્ય સહિત એમની પાછળ ગયો. લડાઇ થઈ એથી બેઉ રાજા નબળા પડયા. સ્વાર્થે અને અદેખાઇને લીધે સંકટના સમયમાં પણ સ્વદેશના લાભને વિસાર્યો તેનાં કેવાં માઠાં ફળ થયાં તે આપણે હમણાં જોઇશું. કમ નસીબ હિંદને ડુબાવવાને આ કુસુંપ પૂરતો નહોય તેમ ગુજરાતના રાજા ભોળા ભીમ જોડે પૃથુરાજને કજીઓ ઉઠયો. બનેનાં લશ્કરોએ એક એકનો સંહાર કરી રજપૂતોને નબળા પાડયા. એવા કલહને લીધે રજપૂત રાજા મહમૂદ ઘોરીની સામાં થવામાં સંપ કરી શકયા નહિ. અફગાનિસ્તાનમાં શું ચાલેછે તેથી એ રાજાઓ જાણીતા રહેતા હોત તો વધારે સાવચેત રહેત એમ સંભવેછે. મહમૂદ ઘોરી (શાહબુદ્દીન ઘોરી) ની ગીજનીમાં રાજધાની હતી ત્યાં તેણે બહુ બળવાન ફોજ તથા લડાઇની સઘળી સામગ્રી એકઠી કરી. ઇ.સ. (૧૧૯૩) માં હિંદુસ્તાનપર ચઢી આવ્યો. દિલ્હી અને અજમેરનો પૃથ્વીરાજા ચતુર ને શૂરવીર હતો, તે સામો થયો. સ્થાણેશ્વરના રણમાં વળી જંગ મચ્યો. ગરાસીઆ પાછી પાની કરીને નાઠા. ઘણા રાજ પૂત્રો રણમાં પડ્યા. મરવું ભલું પણ નાસવું નહિ એવો નિશ્ચય કરી શૂરો પૃથુરાજ અંત લગી લડયો. મુસલમાન સ્વારોએ તેને જીવતો ઝાલ્યો. શૂરવીર પૃથુરાજ પોતાની ફરજ બજાવતાં પકડાયો તેને આ જંગલી સુલ-

તાને કતલ કર્યો. તેની શુરી રાણી તેની પાછળ સતિ થઇ. **મહમદ** ઘોરી **દિલ્હીનો** કબજો કરી **અજમેર** ઉપર ચઢ્યો. તે નગર લડયા વગર શરણે આવ્યું. તથાપિ તે નિર્દય કસાઇએ તેના રહેવાસીઓને લૂટયા ને મારી નાંખ્યા. **પૃથુરાજના** કોઇ **અનૌરસ** છોકરાને **અજમેરનો** તાબેદાર રાજા ઠરાવી. તથા **કુતુબુદીન ઐબાક** નામે તેનો ચતુર અને બહાદુર ગુલામ હતો તેને **હિંદૂસ્તાનનો** સૂબો ઠરાવ્યો. ત્યારપછી તેણે **મુલતાન** સર કર્યું ને તે સ્વદેશ ગયો. એ સૂબેદારે દિલ્હીમાં રાજધાની કરી. ને બીજાં શેહેરો જીત્યાં. તથા **બંગાળાના** રાજા **લક્ષ્મણસેનને નદિયાનગરમાંથી** નસાડયો અને તે પ્રાંત કબજે કરી લીધો. બીજો સરદાર **બકિતયાર ખિલજી** નામે હતો. તેણે ઇ.સ. ( ૧૧૯૯ ) માં **બિહાર** પ્રાંત અને ( ૧૨૦૩ ) માં ગંગાના મૂખ આગળના નદી પ્રદેશ સૂધી નીચલો **બંગાળા**, એ દેશો જીતી લીધાં.

**શાહબુદીન** અથવા **મહમૂદ ઘોરી** એ ઇ-સ-( ૧૧૯૪ ) માં કનોજના રાજા **જયચંદ** રાયને હરાવી તેના દેશ જીતી લીધો, ને **કાસી** જઇ ત્યાંનાં દેરાં ભાંગી તથા શિવલીંગો અને મૂર્ત્તિઓ તોડી શેહેરો અને ગામડાં લૂટયાં, ને બીજા **હિંદુરાજ્યો** જીતવાનું કામ કુતુબુદીન ઐબાક અને બીજા સરદારોને સોંપી તે ગીજની ગયો. પૃથુરાજના **અનૌરસ** પૂત્રને અજમેરની ગાદીએથી ઉઠાડી ત્યાંના ઠાકોરોએ બીજો રાજા નીમ્યો. કુતુબુદીન **ઐબાક** તેની મદદે આવ્યો, ને તેના વેરીઓને હઠાવી તેને પાછો ગાદીએ બેસાડયો, તથા તેના રક્ષણને માટે મુસલમાન ફોજ ત્યાં રાખી. પરદેશીને તાબે થવું નાપસંદ કરી કનોજના બહાદૂર **રાઠોડ** રજપૂતોના તથા ઉત્તર હિંદના બીજા કૂળોના રાજ પુત્રોનાં મોટાં ટોળે ટોળાં પોતાનાં ઘરબાર છોડી જતાં રહ્યાં. **સિંધુ** નદીની પૂર્વ દિશાના રણની કોરે આવેલા મુલકમાં જઇ તેઓ વસ્યા અને ત્યાં લશ્કરી રાજ્યો સ્થાપ્યાં. અદ્યાપી એ રાજ્યો રજપૂત સંસ્થાનો(રજપૂતાના)કહેવાયછે. કુતુબુદીન **ઐબાકે** આપણા દેશમાં આવી ભોળા **ભીમને** હરાવી દેશ તાબે કરતો હતો. તેવામાં તેના ધણીએ દિલ્હી જવાને ફરમાવ્યુ તેથી તે મુલક લૂટી પાછો ફર્યો. ઇ.સ.( ૧૧૯૪ ). એ પછી તેણે ગ્વાલિયરનો કિલ્લો લાંબી મૂદત સુધી ઘેરો ઘાલીને લીધો. **ભીમે અજમેરમાંથી** મુસલમાનોને કાઢી મૂકવાનો પ્રયત્ન કર્યો પણ તે અફળ ગયો. કુતુબુદીન

ઐબાકે બીજી વાર ગૂજરાતમાં આવી અણુહિલ્લવાડ લીધું ઇ.સ.(૧૧૯૫) પરંતુ એ રાજ્ય ઝાઝીવાર તેને હાથ રહ્યું નહીં.

ઇ-સ-( ૧૨૦૩ ) માં ગક્કર નામે પહાડી લોકે બળવો કર્યો, લાહોર લીધું અને આખા પંજાબ પ્રાંતને લૂટી ઉજ્જડ કર્યો. એમને સજા કરવાને ઘોરી સુલતાન ઇ-સ-( ૧૨૦૫ ) માં આવ્યો. બંડખોરો હાર્યા ને તેઓમાંના ઘણાક મુસલમાન થયા. પણ કેટલાકે ખાર રાખી અફગાન છાવણી સિંધુને કાંઠે હતી ત્યાં જઇ તંબુમાં ઉંઘેલા સુલતાનને કતલ કર્યો ઇ-સ-(૧૨૦૬) (માર્ચ માસની (૧૪) મી તારીખે) એ બનાવ બન્યો. એમ હિંદુસ્તાનનો આ પેહેલો મુસલમાન પાદશાહ મૂઓ એના મડદાને એના વજીર તથા સરદારોએ ગીજનની લઇ જઇ દાટયું. તેને કાંઇ સંતાન નહોતું.

દિલ્હીના અફગાન કે પઠાણ પાદશાહો. ( ૧ ) ગુલામવંશ ( ૨ ) ખીલજી વંશ. ( ૩ ) તઘલખ વંશ ( ૪ ) સૈયદ વંશ ( ૫ ) લોદીવંશ. ઇ. સ. ( ૧૨૦૬થી૧૫૨૬ ) લગી ( ૩૨૦ ) વરસમાં આ પાંચ વંશના પાદશાહ થયા તેઓ અફગાન કે પઠાણ જાતના કહેવાયછે પણ ખરૂં જોતા તેઓમાંના ઘણા ખરા તુર્ક( તાતાર ) હતા ગુલામ વંશ (૧૨૦૬થી ૧૨૯૦) સુધી ( ૮૪ ) વરસ ચાલ્યો.

ગુલામવંશના સુલતાનના નામ અને વરસ.

१ क़ुतबुद्दीन इस्वी १२०६ थी १२१० = ४
२ आगाम इस्वी १२१० थी १२११ = १
३ अलतमस इस्वी १२११ = १२३६ = २५
४ रुकनुद्दीन इस्वी १२३६ = १२३६ = ०
५ रजीआबेगम इस्वी १२३६ = १२३९ = ३
६ बेहेराम इस्वी १२३९ = १२४१ = २
७ मसूद इस्वी १२४१ = १२४६ = ५
८ नासिरुद्दीन इस्वी १२४६ = १२६५ = १९
९ बल्बन इसवी १२६५ = १२८७ = २२
१० कैकुबाद इस्वी १२८७ = १२९० = ३

## કુતબુદ્દીન (૧૨૦૬–૧૨૧૦)

ઘોરી પાદશાહ મરી ગયો તેવેળા તેના હાથ નીચે મુખ્ય ચાર ગુલામ

સરદારો હતા, (૧) લો ગીજનીમાં, (૨) જો મુલતાન અને સિંધખાતે (૩) જો બંગાળા અને બહારનો, અને (૪) થો દિલ્હીમાં હતો. એ ચારે સ્વતંત્ર થઇ જઇ પોતાને સુલતાન (એટલે પાદશાહ) કહેવડાવવા લાગ્યા. એમાં કુતુબુદ્દીનને કબજે દીલ્હી હતી એણે ગુલામ રાજવંશ સ્થાપન કર્યો તે (૧૨૦૬ થી ૧૨૯૦) સુધી ચાલ્યો. સિંધથી નીચલા બંગાળા લગીના સઘળા મુસલમાન સરદારોના ઉપરીપણાનો દાવો કુતુબે કર્યો. એ પેહેલાં નીસાપૂરના રહેવાસીનો ગુલામ હતો. એની બુદ્ધિ ઘણી ચંચળ માલમ પડવાથી એને વિદ્યાને હુનર શીખવવામાં આવ્યાં હતાં. એના ધણીના મરણ પછી એને શાહબુદ્દીન ઘોરીએ વેચાતો લીધો. એ ઘણો વફાદાર, વિશ્વાસુ તથા હિંમતવાન માલમ પડવાથી તેને ધીમે ધીમે મોટે દરજ્જે ચઢાવ્યો. (૨૦) વરસ સુધી ઘણી ચાલાકીથી સૂબા તરીકે હોદ્દો બજાવ્યો, અને સુલતાન તરીકે માત્ર ચાર વરસ રાજ્ય કરી ઇ. સ. (૧૨૧૦) માં મરણ પામ્યો. એ ઘણો ઉદાર અને માયાળુ રાજા હતો. એણે ચણાવેલા કુતુબમિનાર વડે તેનું નામ તેની રાજધાનીમાં રહ્યું છે.

## આરામ (૧૨૧૦–૧૨૧૧)

કુતુબુદ્દીન ઐબાકની પછી તેનો દીકરો **આરામ** ગાદી ઉપર બેઠો. એનામાં એના બાપનાં જેવાં સારા ગુણ નહોતાં. તેણે એક વરસ રાજ્ય ભોગવ્યું. એના અમલમાં રાજ્યનો કાંઇ વધારો થયો નહિ. **અલ્તમસ** કરીને કુતુબુદ્દીન ઐબાકનો ગુલામ ને જમાઇ હતો. તેણે **આરામ**ની કનેથી રાજ્ય છીનવી લીધું.

## અલ્તમસ (૧૨૧૧–૧૨૩૬)

ગુલામ વંશમાં સર્વેથી વધારે મહાન સુલતાન **અલ્તમસ** હતો. મુલતાન તથા ઉત્તર સિંધ અને બંગાળા તથા બહારના સુલતાનોને જીતી તેમના રાજ્ય કબજ કર્યાં. એના વખતમાં તુર્કિ લોકોનો સરદાર જાંઘિસખાં ઈ. સ. (૧૨૧૭) માં મુગલોની જબરી ફોજ લઈ સિંધુ નદી સુધી સઘળો મુલક ઉજડ કરતો આવ્યો. એ નદી આગળ મુગલોએ દશહજાર

હિંદુઓને પકડીને મારી નાંખ્યા પણ સિંધુએ તેમને આગળ વધતા અટકાવ્યા, તેથી દિલ્હી ઉગરી. હિંદુસ્તાનમાં ફક્ત માળવા પ્રાંત મુસલમાનના હાથમાં આવ્યો નહોતો; અલ્તમસે તે પણ લઇ લીધો, અને ઉજ્જણ સર કરીને ત્યાંનું મહાકાળેશ્વરનું મોટું દેરૂં ખોદી નાંખ્યું, તથા વિક્રમાજીતનું બાવલું ભાંગી નાંખ્યું. વિંધ્યા પર્વતોની ઉત્તરે આવેલા દેશોમાં, એટલે પંજાબ, વાયવ્ય પ્રાંતો, અયોધ્યા, બિહાર, નીચલો બંગાળા, અજમેર, ગ્વાલીયર, માળવા, અને સિંધમાં દિલ્હીના સુલતાનની વતી મુસલમાન સૂબેદારો અમલ કરતા હતા. અલ્તમસે (ઈ. સ. ૧૨૨૯) માં શિક્કા પાડ્યા, ને પોતાનું નાણું ચલાવ્યું, દિલ્હીમાં એક સુંદર મિનારો અધુરો હતો તે પૂરો કીધો. એ મિનારો (૨૪૨) ફુટ ઉંચો છે. એને કુતુબ મિનાર કહેછે. અલ્તમસ ઇ. સ. (૧૨૩૬) માં એપ્રીલ માસમાં મરણ પામ્યો.

## રૂકનુદ્દીન (૧૨૩૬–૧૨૩૬)

રૂકનુદીન અલ્તમસનો છોકરો હતો. એ ઘણી માઠી ચાલનો રાજા હતો પોતાનો સર્વ રાજ્યકારભાર માને સોંપી એ મોજ મારતો. એની માએ જુલમ તથા ક્રુર કર્મો કરવા માંડ્યાં. રાજ્ય કરતાં સાત મહિના થયા એટલામાં તેની રૈયતે બંડ કરી રૂકનુદીનને ગાદીએથી ઉઠાડી મુક્યો અને તેની બેન રજીઆ બેગમને રાજ્યાસને બેસાડી.

## રજીઆ બેગમ (૧૨૩૬—૧૨૩૯).

દિલ્હીના મુસલમાની તખ્તપર બેસનાર નારી જાતિમાં માત્ર રજીઆબેગમ હતી. એ અલ્તમસની દીકરી થાય. કુરાન ભણેલી તથા સરકારી કામ કરવામાં ઉદ્યોગી, અને તેજદાર હોવાથી ઈતિહાસમાં તેના નામને નરજાતિનો સુલતાન ઈલિકાબ લગાડી તેને સુલતાન રજીઆ કહેછે. જ્યારે અલ્તમસ બીજા પ્રાંતોમાં સ્વારીઓ કરવા જતો ત્યારે તે પોતાના છોકરાઓને રાજ્યકારભાર ન સોંપતાં એને હવાલે કરતો હતો. રજીઆબેગમે પોતાનું રાજ્ય કેટલાક દિવસ બહાદુરીથી ને નિશપક્ષપાતે ચલાવ્યું. પણ પાછળથી તેની સ્વારીના ઘોડાખાતાનો ઉપરી જમાલ નામનો હબસી ગુ-

લામ હતો. તેના ઉપર તેની મેહેરબાની જોઈ તેના પહાણ સરદારો ગુસ્સે થયા. એક અલતુન્યા નામના તુર્કિ સરદારે તેને કેદ કરી. તેની સાથે પરણવાને તે કબૂલ થઈ ત્યારે તેણે તેને છોડી મૂકી. ઈ. સ. ( ૧૨૩૯ ) માં એના ભાઈ બેહેરામે એ બંનેને મારી નાંખ્યાં.

## મૌઝુદ્દીન ( બેહેરામ ) ( ૧૨૩૯—૧૨૪૧ )

અલ્તમસનો બીજો છોકરો બેહેરામ બુદ્ધિહીન અને તામસી હતો. એના વખતમાં લાહોર ઉપર મુગલ લોકો ચઢી આવ્યા હતા, તેઓને કાઢવાને એણે લશ્કર મોકલ્યું પણ તે લશ્કરે બંડ કરી બેહેરામને મારી નાંખ્યો, ને તેના ભત્રીજા મસુદને સુલતાન કર્યો ઈ. સ. ( ૧૨૪૧ ).

## અલાઉદ્દીન ( મસુદ ) ( ૧૨૪૧-૧૨૪૬ )

મસુદ રૂકનુદીનનો છોકરો હતો એ દુર્બળ અને નઠારી ચાલનો નીકળ્યો એના વખતમાં મુગલલોક બેવાર ચઢી આવ્યા પણ તેમને એના સરદારોએ મારી પાછા કાઢયા, એનામાં રાજ્ય ચલાવવાના હોંસ નહોતા તેથી તુર્ક સરદારોએ તેને કેદ કરી તેનાં ભાઇ નાસરૂદીનને રાજ્યાસન સોંપ્યુંઈ. સ. ( ૧૨૪૬ ).

## નાસિરુદ્દીન ( ૧૨૪૬-૧૨૬૫ )

નાસિરૂદ્દીન અલ્તમસનો પૌત્ર હતો. એ ઘણો સદ્‌ગુણી અને ભણેલોરાજા હતો એ વિદ્યાને ઉત્તેજન આપતો. પોતાની રૈયતનો બચાવ કરતો ને ગરીબનો મિત્ર હતો. એપોતાનો સઘળો વખત અભ્યાસ કરવામાં ગુજારતો એનો નિમકહલાલ વજીર ગ્યાસુદ્દીન બલ્લબન તેનેનામે બધું કામ કરતો. એગ્યાસુદીન અલ્તમસનો એક તુર્કિ ગુલામ હતો તેને અલ્તમસે પોતાની એક છોકરી પરણાવી આબરૂએ ચઢાવ્યો. એની છોકરીસાથે નાસિરૂદીન પરણ્યો હતો. એ એક મોટા રાજ્યોનો ધણી હતો તેછતાં પુસ્તકો ઉતારી તેની જે લખામણી આવે તેવડે ગુજરાન ચલાવતો, અને કોઇ ચાકર નહિ રાખતાં પોતાના ઘરનો સઘળો વહીવટ પોતાની સ્ત્રીપાસે કરાવતો એવો તે સાદો હતો, પ્રથમ બલ્લબને સિંધુનદીની પશ્ચિમ તરફના સર્વ મુલક મુગલ લોકને તાબે હતા તેઓથકી રાજ્યને હરકત થશે એમ ધારી સરહદના પ્રાંતોનું

રક્ષણ કરવાને શેરખાંનામે હાકેમને ઠરાવ્યો. એ બલ્લબનનો સગો હતો. ત્યારકેડે મુગલ લોક લૂટ કરવાને સ્વારીઓ કરતા હતા, ત્યારે તેઓને ગક્કર લોકો મદદ કરતા. તેમને સજા કરવાને બલ્લબનની સલ્લાહથી નાસિરૂદ્દીને પંજાબઉપર સ્વારી કરી તેઓને શખ્ત સજા કરી વશ કર્યા.

ઈ. સ. ( ૧૨૪૭ ) થી ( ૧૨૫૦ ) માં નાસિરૂદ્દીને જમના નદીનો પ્રદેશ, બુંદેલખંડ, મેવાતનામનો પહાડી મુલક, રણસ્થંભોર, ચિતોડ, ચંદેરી અને માળવા પ્રાંત વગેરે જે પૂર્વે નબળા સુલતાનના વખતમાં સ્વતંત્ર થઇ બંડો કર્યા હતા તેમનો પરાજય કર્યો. તેમાં એના શૂરા વજીર ગ્યાસુદીને ઘણી ચાલાકીથી લડાઇઓ કરી તેઓ ઉપર પાદશાહની સત્તા બેસાડી. તથા એ અરસામાં ઉક ( ઉચ્ચ ) ના સુબેદારે બંડ કર્યું હતું તે એણે ભાંગ્યુંવળી પંજાબના સુબેદાર શેરખાં એ મુગલ લોકને હઠાવી ગીજની શેહેર જીતી લીધું.

સર્વ સત્તા વજીરના હાથમાં હોવાથી હું એના આગળ પૂતળા જેવો છું એવું પાદશાહના મનમાં આવવાથી ગ્યાસુદીનને તેની જગ્યાએથી દૂર કર્યો અને ઇમાદુદ્દીનને વજીરની પદવી આપી. ઇ. સ. ( ૧૨૫૩ ) તેને લીધે લોકોમાં નાખુશી તથા ફિતુરો થવા માંડ્યાં એથી બલ્લબનને ફરીથી કારભાર સોંપવાની પાદશાહને ફરજ પડી. ઇમાદુદ્દીને બંડ કર્યું તેની મદદે પાદશાહનો એક સગો પણ હતો થોડા દિવસમાં ગ્યાસુદ્દીને તેઓને પકડી ઠાર કર્યા ઇ. સ. ( ૧૨૫૫ )

ઈ. સ. ( ૧૨૫૭ ) માં સંતુરનો હિંદુરાજા તથા નાસિરૂદ્દીને નિમેલો સિંધનો સુબેદાર વગેરે મળીને ભારે દંગો કર્યો તે બે વરસ ચાલ્યો આખરે બલ્લબનને તેમનો પરાજય કર્યો.

આ સુલતાનના વખતમાં મુગલોનો પાદશાહ જંઘિસખાંનો પૌત્ર હોલ્લાકુખાંનો મોકલેલો એલચી હિંદુસ્તાનમાં આવ્યો. તેને ગ્યાસુદ્દીને ભારે સન્માન અપાવ્યું પાદશાહ અપુત્ર હતો તેથી તે મૂઓ ત્યારે એ વજીર ગાદીએ બેઠો ઇ. સ. ( ૧૨૬૫ )

## ગ્યાસુદ્દીન ( ૧૨૬૫–૧૨૮૭ )

ગ્યાસુદીન બલ્લબને પેહેલું કામ એ કર્યું કે તુર્ક ઉમરાવો જાણે રાજ્યના

માલિક થઇ નજરમાં આવે તેને ગાદીએ બેસાડતા ને ઉઠાડતા, તેઓની સત્તા તોડી. એ ચાળીશેક હતા. મૂળમાં તેઓ અલ્તમસના દાસ હતા, અને તેઓમાંના કેટલાક તેના ભાઇબંધને સગા હતા. તેમાંના ઘણાકને તેણે માર્યા. સખ્ત અને જુલમી કાયદાથી તથા ગુનેગારોને કઠણ સજાથી તેણે રાજ્યનો બંદોબસ્ત રાખ્યો. હિંદુ બંડખોરોની ઉપર તેની સખ્તાઇ બેહદ હતી દિલ્હીની દક્ષિણે મેવાતમાં એક લાખ રજ-પૂતોને વાઢી નાંખી તેણે તેમને લગભગ જડ મૂળથી ઉખેડી નાંખ્યા ઇ.સ. (૧૨૬૬). જે જંગલોમાં નાશી જઇ તેઓ ભરાઇ રહેતા હતા તેમને કપાવી નંખાવી ત્યાં ખેડવાની જમીન બનાવી. **બંગાળાના** બળવાખોર સૂબેદાર **તોગ્રલને** જીતવા મોકલેલો સેનાપતિ તે કામમાં પાર પડયો નહિ માટે તેને ફાંશી દીધો. ઇ.સ. (૧૨૭૯) માં બલ્બને પંડે જઇ **બંગાળાના** ફિતુરને નિર્દયપણે પણ ચતુરાઇ વડે બેસાડી દીધું અને શાહજાદા બઘરાખાંને ત્યાંનો હાકેમ ઠરાવ્યો. મુગલોના ધાડાંના મધ્ય એશિઆમાં કરેલા અનર્થે કરીને ત્યાંના રાજ્ય વંશીઓ અને કવિઓ નાશી હિંદી દરબારના આશ્રયમાં આવી રહ્યા હતા. પેહેલાં સ્વતંત્ર રાજ્યો-ના ધણી એવા પંદર ભૂપતિઓનો નિર્વાહ મારી ઉદારતાથી થાય છે એવી બડાઇ બલ્બન મારતો હતો અને તેમણે ખોયેલાં રાજ્યોને નામે તેણે દિલ્હીના મોહોલ્લાનાં નામ, બગદાદ, **ખારિજમ**, **ઘોરાદિક**, પાડ્યાં. એનો વડો શાહજાદો મહમદ જે મુલતાનનો સૂબો હતો, તે પંજાબમાં મુગલ લોકો સામે લડતાં મરણ પામ્યો. એ દુઃખથી ગ્યાસુદીન (૮૦) વરસની વયે (૧૨૮૭) માં મૂઓ.

## કૈકુબાદ (૧૨૮૭–૧૨૯૦)

બલ્બનના બીજા શાહજાદા બઘરાખાનો એ પુત્ર હતો. બલ્બનની ધારણા એની વડા છોકરા **મહમદના** પુત્ર ખુશરૂને ગાદી આપવાની હતી, પણ એના મરણ પછી ઉમરાવોએ કૈકુબાદને આપી, અને ખુશરૂને મુલતા-નનો સુબો કીધો. આજુવાન સુલતાને બદફેલીમાં પડી **નિજામુદીન** નામે વજીરને બધો અધિકાર સોંપ્યો. આ લોભીઆ વજીરે પાદશાહ થવાનો મનસૂબો કર્યો. જેઓ હરકત કરે તેવા હતા તેઓને મારી

નાંખ્યા. એમાં નવા મુસલમાન થયેલા મુગલો હતા. પાદશાહના
પિતરાઇ ભાઇ ( ખુશરૂ ) વગેરેનો નાશ કર્યો પછી પાદશાહ અને તેના
બાપ ( બંગાળાનો સુબેદાર ) બઘ્રારાખાં વચ્ચે કજીઓ કરાવ્યો. સુલ-
તાન ફોજ લઇ પિતાને જીતવા ગયો, પણ લઢયા પહેલાં સલાહ કરવાની
બાપે કોશીશ કરી તે પાર પડી. પછી તે વજીરને વિખ દેઇ માર્યો પણ
શાહમાં અમલ ચલાવવા જેટલો દમ નહતો. જલાલુદીન ખિલજી
નામે સરદારને વજીર બનાવી તેને આધિન થયો. એ વજીરે પાદશા
હનો ઘાત કરાવી, તથા તેના વારસના પ્રાણ લઇ રાજ્યપદ ધારણ કર્યું
ઇ.સ. ( ૧૨૯૦ ).

## ખિલજી વંશના પાદશાહનાં નામ તથા વરસ.

| | | |
|---|---|---|
| जलालुद्दीन खिलजी | | इस्वी=૧૨૯૦—૧૨૯૫=૫ |
| इब्राहिम | = | इस्वी=૧૨૯૫—૧૨૯૫= થોડા દિવસ. |
| अल्लाउद्दीन खूनी | = | इस्वी=૧૨૯૫—૧૩૧૫=૨૦ |
| उमर | = | इस्वी=૧૩૧૫—૧૩૧૬=૧ |
| मुबारक | = | इस्वी=૧૩૧૬—૧૩૨૦=૪ |
| खुशरू | = | इस्वी=૧૩૨૦—૧૩૨૦= થોડા માસ. |

## જલાલુદ્દીન ખિલજી ( ૧૨૯૦-૧૨૯૫ )

ખિલજી લોક મૂળમાં તુર્ક હતા, પણ અફગાનિસ્તાનમાં આવી વસ્યા, પછી પઠાણ કહેવાતા. ખિલજી વંશનો પહેલો પાદશાહ જલાલુદિન ગાદીએ બેઠો ત્યારે તે ( ૭૦ ) વરસનો ડોસો હતો. એનો કોઇ કટ્ટો દુશ્મન હોય, તેને પણ એ ક્ષમા કરતો, એવો એ દયાળુ તથા કોમળ મનનો હતો. એ વાત ખરી તોપણ એવું કહેછે કે એણે કૈકુબાદના બાળકનો જીવ લેવડાવ્યો, એ ઘોર કર્મનો આરોપ તેને શિરછે. ગ્યાસુદીનનો ભત્રિજો મલેકજ્યાજુ એની સામે બળવો ઉઠાવીને ઠેઠ દિલ્હીના ઝાંપા સુધી આવ્યો. તેણે એ પાદશાહના કુંવરે હરાવીને પકડી લીધો, પણ તેને મારી નાંખવાની પાદશાહે રજા આપી નહિ. ધાડ, ચોરી, વગેરે ગુના કરનારને વાજબી સજા કરે નહિ એવી ખોટી દયાથી રાજમાં અવ્ય-

વસ્થા થઈને પ્રજાને ઘણું નુકસાન થયું. ઈ. સ. ( ૧૨૯૨ ) માં મુગલ-
લોક મોટી ફોજ સાથે પંજાબમાં આવ્યા, ત્યારે તેમનો તેણે લડીને
કેવળ પરાજય કર્યો. ત્યાર પછી ત્રણ હજાર મુગલો તેમનો તાર્તાર ધર્મ
છોડી મુસલમાન થયા, તેમને રહેવાને દિલ્હીનું એક પરૂં આપવામાં આવ્યું,
ને આજે પણ મુગલપુર કહેવાયછે. સુલતાનને અલ્લાઉદીન નામે બુદ્ધિ-
વાન, પરાક્રમી પણ રાક્ષસી સ્વભાવનો, અનીતિવાન દુષ્ટ ભત્રિજો હતો.
તે અલ્લાહાબાદની પાસેના કરાનો હાકેમ હતો. ત્યારે પોતાના સ્વારો
સહિત વિંદયાચળમાં ધૂસ્યો ને ત્રણસેં મૈલને છેટે રહેલું **ભીલ્સા**નામે બૌદ્ધ
દેવળ વાળું શેહેર હતું તે તેણે લૂટયું અને સને ( ૧૨૯૩ ) માં **બુંદેલખં-**
**ડ**માં તથા **માળવા**માં ગડબડ મટાડીને બંદોબસ્ત કર્યો. તેથી એને પાદશાહે
અયોધ્યાનો સૂબો બનાવ્યો.

ઈ. સ. ( ૧૨૯૪ ) માં આઠ હજાર સ્વાર લઈને કરેથી દક્ષિણ ભણી
ચાલ્યો. માર્ગમાં તેણે જણાવ્યું કે હું મારા કાકાના દરબારમાંથી નાશી
**રાજમહેંદ્રી**ના મહારાજની નોકરીમાં રહેવા જાઉંછું બીજાને શરણે
જવાને નાશનાર જાણી ઉદાર રાજપુત્રોએ તેના ઉપર હુમલા કર્યા નહિ;
અને અલ્લાઉદીને, તે સમયે **મહારાષ્ટ્ર**ના હિંદુરાજ્યની પાટનગરી
**દેવગિરી**, ( અર્વાચીન **દૌલતાબાદ** ) ઉપર છાપો માર્યો, ત્યાંના સાહુ-
કારોને મારમારીને દોલત કઢાવી, તથા ચાળીશ હાથી અને હજારો ઘોડા
પણ લઈ લીધા. અલ્લાઉદીને જાહેર કર્યું કે આખી પાદશાહી ફોજ
આવેછે તેના મોખરાનો ભાગ માત્ર લઈ હું આગળ કૂચ કરૂંછું. એવાત
સાચી માની રાજા **રામદેવે** ઇલીચપૂર તથા બહુ દ્રવ્ય અને ઝવેર આપ્યું
તે લઈ **ખાનદેશ**ને **માળવા**ને રસ્તે તેના ઇલાકાની રાજધાની હતી
ત્યાં ગયો. એને ઘરડો થએલો સુલતાન જલાલુદીન થોડા સ્વારો
સહિત અલ્લાઉદ્દીનને મળવા સારૂ કરે ગયો, કાકા ભત્રિજાની મુલાકાત થઈ.
ભત્રિજાને કાકો ભેટયો એટલે તે દુષ્ટ ડોસાને વાઢી નંખાવ્યો.

## ઇબ્રાહીમ ( ૧૨૯૫-૧૨૯૫ )

જલાલુદ્દીનની માઠી ખબર સાંભળતા વારને બેગમે મૈયત પાદશાહના બા-
ળા કુંવર ઇબ્રાહીમની દુવાઈ ફેરવી, પણ પાદશાહનો ખિતાબ ધારણ કરી

અલ્લાઉદ્દીન ઉતાવળે તેને ઝાલવાને આવ્યો. બાળરાજા તેના મોટાભાઈ પાસે મુલતાનમાં નાઠો. બેગમ અને તેના બંને શાહજાદાને અલ્લાઉદ્દીને વિશ્વાસઘાત કરી પકડીને મારી નાંખ્યા. મહારાષ્ટ્રથી આણેલી દોલત, ફોજને અને ઉમરાવોને વહેંચી આપી તેમને રાજી કરી નિર્ભયપણે અમલ કરવા લાગ્યો.

## અલ્લાઉદ્દીન ( ૧૨૯૫–૧૩૧૫ )

અલ્લાઉદ્દીને સુલતાન બની પોતાની આણ ફેરવી. એના ( ૨૦ ) વરસના અમલમાં મુસલમાની રાજ્યની સ્થાપના દક્ષિણ હિંદમાં થઈ. અલ્લાઉદ્દીનને તે કાળના તવારીખ લખનારાએ ખૂની લખ્યો છે. ગૂજરાતમાં અલ્લાદીયો ખુની એ નામે તેનો તિરસ્કાર અદ્યાપિ થાયછે. એના રાજ્યોમાં મુગલલોકોએ સાત વાર હુમલા કર્યા.

ઈ. સ ( ૧૨૯૭ ) માં મુગલો બે વખત પંજાબ ઉપર ચઢી આવ્યા. તેમની સાથે અલ્લાઉદ્દીન લડ્યો. તેમાં બેને સેનાની ભારે ખરાબી થઈ.

ઈ. સ. ( ૧૨૯૮ ) માં મુગલલોકનો સરદાર કુતલગખાં એક મોટું લશ્કર લઈ લૂટફાટ કરતો દિલ્હીના કોટ સુધી આવ્યો. તેની સામે અલ્લાઉદ્દીનના સેનાપતિ જાફરખાં ભારે જુસ્સાથી લડ્યો, ને તેમનો પરાજય કર્યો. તેથી અલ્લાઉદ્દીનની ફતેહ થઈ એના બદલામાં જાફરને શત્રૂને હાથે તેણે મરવા દીધો એવો એ પાદશાહ કૃતઘ્ન હતો.

ઈ. સ. ( ૧૩૦૦ ) માં અલ્લાઉદ્દીનરિન્તિમ્બુરગઢ (રણસ્થંભોરનોગઢ) જીતવા ગયો. પ્રથમ રિન્તિમ્બુરની પાસે જાઇપુર તો તે લીધૂં. ત્યારકેડે તે ગઢને ઘેર્યો એમાં એના એક વજીરને શખ્ત ઘા લાગ્યાથી મરણ પામ્યો એ ઘેરો એક વરસ સૂધી ચાલ્યો. અંતે અલ્લાઉદ્દીને ઘણા રજપૂતોને કતલ કર્યા ત્યાંના રાજાને કુટુંબ સહિત ઠાર કર્યો ને તે ગઢ કબજે કીધો.

રિન્તિમ્બુરગઢની લડાઈ ચાલતી હતી તેવામાં અલ્લાઉદ્દીનપર એક આફત આવી પડી. એમાં એ જીવ ખોત. અલ્લાઉદ્દીનનો ભત્રિજો સુલેમાન પાદશાહને મારી રાજગાદી લેવાની કોશીશમાં હતો. એક દિવસે સુલતાન બે ત્રણ માણસ સાથે લઈ છાવણી છોડીને શિકાર કરવાસારૂ દૂર ગયો હતો. એ લાગ જોઈ સુલેમાન કેટલાક નવા મુસલમાન થયેલા મુગલો

સહિત તેની પુઠે ગયો. કાંઈ જરૂરના કામમાટે સુલેમાન આવતો હશે એમ જાણી પાદશાહ તેની કને આવવા લાગ્યો. એટલે તરત તેવોએ તેને તીર માર્યા. પાદશાહ બેશુદ્ધ થઇને ઘોડા ઉપરથી પડયો. સુલેમાને તેને મરી ગયેલો સમજી ગાદી લેવા દોડયો. પણ અલ્લાઉદ્દીન થોડા વખતમાં હોશિયાર થઈ છાવણીમાં ગયો ત્યાં સરદારોની મદદ વડે સુલેમાનને તથા તેના મદદગારોને વાઢી નાંખ્યા.

બીજા બે ભત્રિજાઓએ બંડ કર્યું એનો બંદોબસ્ત કરવા સારૂ કેટલાએક સરદારો સાથે ફોજ મોકલી તેઓએ તે બંડખોરને પકડી આણ્યા. દંગો કરનારા ભત્રિજાને પ્રથમ આંધળા કર્યા અને પછી તેમનાં માથાં કાપ્યાં. (૧૨૯૯—૧૩૦૦)

ઈ. સ. (૧૩૦૩) માં મેવાડમાંના ચિતોડ નામના પ્રખ્યાત કિલ્લા ઉપર અલ્લાઉદીને સ્વારી કરી તે કિલ્લાને ઘેરી લીધો. સિસોદિયા રજપૂતો એ મરવું ભલું પણ તાબે થવું નહિ. એવો નિશ્ચય કરી રાણી અને તેર હજાર નારીઓ ચિતામાં પડી બળી મૂઈ, અને પુરૂષો મરણિયા થઈ શત્રુ-સામે લડ્યા તેમાં ઘણા માર્યા ગયા, અને કેટલાએક શત્રુની સેનામાંથી થઈ અરવલ્લી ડુંગરામાં જતા રહ્યા. અલ્લાઉદ્દીને કેટલાક વખત સુધી પોતાના વડા છોકરાને ત્યાંનો હાકેમ નીમ્યો ત્યારપછી માલદેવ નામના રજપૂતને તાબેદાર રાજા ઠરાવી તે કિલ્લા સ્વાધિન કર્યો.

ઈ. સ. (૧૩૦૩) માં અલ્લાઉદીને ચિતોડગઢ ઘેર્યો. ત્યારે એક શૂરા સરદારને ફોજ સહિત બંગાળાની વારે તૈલંગણની રાજધાની ગોદાવરી નદીની દક્ષિણે વરંગુળ હતી તે ઉપર હુમલો કરવાને મોકલ્યો હતો.

ઈ. સ. (૧૩૦૪–૫) માં મુગલ લોકની બીજી ચાર સ્વારીઓ સામે ટક્કર ઝીલી, ને તેમાં પકડાએલા બધા કેદીઓને દિલ્હી મોકલી દઈ ત્યાં તેમના સરદારોને તેણે હાથીના પગ હેઠે છુંદાવી માર્યા, અને જુસ્સો ઉતરી ગયાપછી નિર્દયપણે સાધારણ સિપાઇઓને બકરાની માફક કતલ કર્યા, એ અરસામાં તેના પોતાના કુટુંબમાં કેટલાંક બંડ થયાં, તેઓને પણ તેણે એટલીજ ક્રૂરતાથી કચડી નાંખ્યા.

ઈ. સ. (૧૩૦૪) માં દિલ્હીના સુલતાન અલ્લાઉદીને પોતાના ભાઈ અલિફખાં તથા વડા વજીર નસરતખાંનને મોટી ફોજ સાથે ગૂજરાત

જીતવા મોકલ્યા. રાજા કરણ વાઘેલાથી બચાવ કરી શકાયો નહિ. તેથી તે નાશી ગયો ને દક્ષિણ દેશમાં ભરાયો. વનરાજની નગરી મુસલમાનોએ લીધી. તેમના લશ્કરે ખેતરાં, ગામ, અને શેહેરો લુટયાં, બાળ્યાં અને દેશની ખરાબી કરી. કરણની રાણીઓને પકડી દિલ્હી મોકલી તેમાં કમળાદેવી નામે હતી તે સુલતાનની માનીતી બેગમ થઈ. વળી તેમણે એ અરસામાં ખંભાત લૂટયું ઘણાક માણસોને ઝાલી ગુલામ કર્યા હતા તેમાં એક ઘણો રૂપાળો અને બુદ્ધિવાન્ આદમી, નામે કાફુર હતો તે અલ્લાઉદ્દીનનો માનીતો થયો. મહમૂદ ગીજનવી ગયા પછી હિંદુઓએ પ્રભાસ પાટણમાં સોમનાથના દેહેરામાં બીજી મૂર્ત્તિ બેસાડી હતી, તે મુસલમાનોએ ભાંગી નાંખી. ગૂજરાતમાં નાશ કરી પાછી વળતી ફોજમાંના કેટલાક સિપાઈએ બળવો કર્યો. અલ્લાઉદ્દીને પ્રથમ તેમનાં બૈરાં તથા છોકરાં દિલ્હીમાં હતાં તેમને મારી નાખ્યાં, ને પછી બળવાખોરાને પકડી કતલ કર્યા. એમ ગડબડ મટાડી ગૂજરાતના બંદોબસ્ત માટે અલપખાંનને ત્યાંનો સૂબો ઠરાવ્યો. ત્યારથી મુસલમાની રાજ્યની સ્થાપના થઈ.

ખંભાતથી પકડી આણેલા ગુલામોમાંથી મલિક કાફુરની ઘણી હોશિયારી જોઈ અલ્લાઉદ્દીને તેને મોટી પદવીએ ચઢાવ્યો. દક્ષિણમાં દેવગિરિ (દોલતાબાદ) મોકલવા સારૂ એક ફોજ તૈયાર કરી અને કાફુરને તેનો સરદાર ઠરાવ્યો. એ સેના સહિત ઈ. સ. (૧૩૦૬) માં મલિક કાફુરે વિજય કૂચ માળવા, ખાનદેશ, અને મહારાષ્ટ્રમાં કરી. મહારાષ્ટ્રની રાજધાની દેવગિરિ (દોલતાબાદ) જીતી ત્યાંના હિંદુ રાજા રામદેવને સમજાવી સુલતાનનું સ્વામીપણું સ્વીકારવા પોતાની હારે દિલ્હી લઈ ગયો. સુલતાને રાજી થઇને તેને મંડળિક રાજા ઠરાવ્યો, ને સ્વદેશ જવા દીધો.

---



## જાહેર ખબર.

નીચે લખેલી ચોપડીઓ સુરતમાં ગોકળઆર. નાણાવટ અને ભાગા-તળાવના બુકસેલરો; **મુંબઈમાં** ભુલેશ્વર આગળ માવજી જેરામના માળામાં **ડાહ્યાભાઈ જગજીવનદાસ;** કાળકાદેવી આગળ દામોદરદાસ ઈશ્વરદાસ, તથા શેરીઆદજી હોરમજજી, પંડીત જેઠારામ મુકુંદજી, વસનજી પરમાનંદ સાહેબવાળા; વિઠ્ઠલવાડીને નાકે કૃષ્ણાજી બલાલ બુકસેલરો; ધોબીતળાવ આગળ એરચશા બેજનજી કરાણી બુકસેલર, જકરીઆ મસીદ ગણનાથ પરશોત્તમ; કોટમાં જહાંગીરજી બેજનજી કરાણી તથા શાપુરજી ફરામજી માંડણ તથા એમ. મીસ્ત્રીની કું૦. બુકસેલરો; **વલસાડમાં** દુવારકાદાસ પરભુદાસ બુકસેલર; **ભરૂચમાં** ફતેપોરના બજારમાં કાગદી કાદરભાઈ બુકસેલર; **રાજકોટમાં પરશોતમ પરમાનંદ** અને **કરાંચીમાં** ગુંદરજી વીશરામ,નુરદીન જીવાખાન બુક-સેલર; **કછમાંડવી** જીવરામ હરીશંકર દવે, ચાપશી ખીમરાજ પાસેથી વેચાતી મળશે. ચોપડીઓનાં કમિશન વગેરેનો બંદોબસ્ત કરવો હોય તો **મુંબઈમાં ડાહ્યાભાઈ જગજીવનદાસ** અને **સુરતમાં** સગરામપરે **મી૦ નગીનદાસ ફકીરભાઈ કાસીદાસને** પોસ્ટપેડ કાગળથી લખી જણાવવું.

જથાબંધ લેનારને સારૂં કમિશન મળશે.

૦-૧-૦ ગુજરાતી પ૦ ચોપડીના અર્થ.
૦-૨-૦ ગુ૦ બીજીના અર્થ.
૦-૩-૦ ગુ૦ ત્રીજીના અર્થ.
૦-૪-૬ ગુ૦ ચોથીના અર્થ.
૦-૫-૦ ગુ૦ પાંચમીના અર્થ.
૦-૬-૦ ગુ૦ છઠ્ઠીના અર્થ.
૦-૮-૦ ગુ૦ સાતમીના અર્થ.
૦-૩-૦ ગુ૦ બાળમિત્રના અર્થ.
૦-૨-૦ સુરત જીલ્લાની ભુગોળ.
૦-૨-૦ મુંબઈ ઈલાકાની ભુગોળ.
૦-૩-૦ હિંદુસ્તાનની ભુગોળ.
૨-૦-૦ **છેલની વાર્તા** (બણુંબ૮ રમુજી).
૨-૦-૦ **અલીઆલજમાલ** પરીની વાર્તા.(બણુંબ૮ રમુજી).
૦-૧૨-૦ સુર્યાની વાર્તા.
૦-૮-૦ ચતુરસીમની વાર્તા.

૦-૧૦-૦ **રસીલી મનોરંજક વાર્તા** શુરારાજ, આદીન, લાલ ગોવાળ, નાગલા આહીર, નાથાશા વાણિયા, તથા ખેચરાજીની વાર્તા.
૦-૬-૬ કોહેડા સંગ્રહ.
૦-૩-૦ ચિત્રપોથી.
૦-૧-૦ આંકની ચોપડી.
૦-૧-૦ કોષ્ટકની ચોપડી.
૦-૩-૦ પ્રાઇમરના મીનિંગ.
૦-૪-૦ અંગ્રેજી પેહેલી ચોપડીના મીનિંગ તરજુમા સહિત.
૦-૬-૦ સેકન્ડ બુક પાર્ટ ફર્સ્ટના મીનિંગ તરજુમા સહિત.
૦-૧૦-૦ સે. બુ. પા. સે.ના મીનિંગ.
૦-૧૨-૦ થર્ડ બુકનો મીનિંગ.
૦-૩-૦ ન્યુ. રી. આ૦ના મીનિંગ.